જવાંમર્દ શ્રેણી.........પુસ્તક ચોથું

# ગઈ ગુજરી

: લેખક :

જયભિખ્ખુ



પ્રકાશક

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ

પ્રથમ આવૃત્તિ : ઈ. સ. ૧૯૪૮

કિંમત : દોઢ રૂપિયો

પ્રકાશક :
શંભુલાલ જગશીભાઈ શાહ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીરસ્તો : અમદાવાદ.

મુદ્રક :
ગોવિંદલાલ જગશીભાઈ શાહ
શારદા મુદ્રણાલય
પાનકોર નાકા, અમદાવાદ.

## પ્રિય ધનભાઈને !

[ શ્રી. ધરમચંદ દીપચંદ દેસાઈ
બી. એસ, સી. ( ગ્લાસ ટેક. ) ]

જેની સાથે સંસ્મરણોની
પ્રિય ભૂમિનો ખોળો ખૂંદ્યો છે,
અને જેણે તાજેતરમાં ભયંકર
અકસ્માતમાંથી નવજીવન મેળવ્યું છે;

જયભિખ્ખુ

નવ વર્ષ, ૨૦૦૫

જવાંમર્દ શ્રેણીનું આ ચોથું પુસ્તક કિશોરાવસ્થાના અનુભવોની પરંપરા પરથી રચાયેલું છે. જવાંમર્દ શ્રેણીનાં પુસ્તકો કુમારો અને કુમારિકાઓ વચ્ચે ઠીક પસંદગી પામ્યાં છે: અને તેનું કારણ હું માનું છું, કે નાની યા મોટી, મહાન યા અલ્પ આપવીતી યા પરવીતીની દીવાલ પર એ ચણવામાં આવ્યાં, તે છે. કેવળ કલ્પનાવિહાર કરી ધૂમધડાકા એમાં રજૂ કર્યા નથી. આ પુસ્તક ઠંડી તાકાતની જવાંમર્દીનો ચિતાર આપે છે, જે તાકાત માણસને એક દિવસ સાચો માણસ બનાવે છે.

અત્રે એક નોંધ લેવી જરૂરી બને છે. મારા જીવન પર જે કેટલાક અટંકી નરોની છાપ પડી છે, એમાંના એક (મારા માસા–સલોત ચતુર મોતી) આ બેસતા વર્ષે મધ્યાહ્ન કાળે ગૂજરી ગયા. તેઓએ વૈભવ પછી આવેલી ગરીબી જીવનભર માણી, પણ કદી કોઈને ગરજ ન બતાવી! ગૌરવભરી ગરીબી સદા સત્કારી, એ સ્વ. આત્માને વંદન.

આ શ્રેણીનું પાંચમું પુસ્તક તૈયાર થઈ રહ્યું છે.

પટેલનો માઢ, માદલપુરા
એલિસબ્રીજ, અમદાવાદ
તા. ૯–૧૧–૪૮

જયભિખ્ખુ

## જોખમમાં જીવો !

**ભગવાન** અશો જરથુષ્ટ્ર પહાડ પર એકાંતમાં ૩૦ વર્ષનું તત્ત્વચિંતન કરીને જગતને નવસંદેશ આપવા ચાલ્યા આવતા હતા. એશઆરામી લોકો એ ચિંતનથી બેદરકાર હતા. એ વેળા એક નટ દોર પર અદ્ભુત નૃત્ય કરતો હતો. અચાનક એ પડી ગયો ને મરી ગયો.

ભગવાન જરથુષ્ટ્ર ખુદ આગળ આવ્યા. એ નટને દફનાવ્યો ને દફનાવતાં કહ્યું:

**"તેં જોખમનું કામ કર્યું છે!**
**માટે મારા હાથથી તને દફનાવીશ!"**

એ દહાડે એક નવસંદેશ આપ્યો: "જોખમમાં જીવો! જ્વાલામુખીની પાસે તમારાં નગર વસાવો! ન ખેવા યોગ્ય નદીઓમાં તમારી નાવ ચલાવો! યુદ્ધના વાતાવરણમાં રહો. પૃથ્વીની પ્રતિ વફાદાર રહો! તમે પૃથ્વીથી પરલોકની આશા આપનારને ન માનો!

*

**મારા જવાંમર્દ મિત્રો,**

પૃથ્વીનો છેડો ઘર, એ જૂની કહેવત જ્યારે ભુલાઈ જાય, ઘરઆંગણું, પ્રિય ફળી, મનોરમ પાદર, માના ધાવણ જેવું ગામડું, મીઠાં પશુપંખી, સ્નેહી મિત્રો ને વાત્સલ્યભારના મધપૂડા જેવાં સગાંવહાલાં છોડીને જગતને ઘર બનાવવા નીકળીએ, ત્યારની મજા ઓર છે. એક એક કદમ કસોટીનો હોય છે.

ક્યાં વામન માનવી વિરાટ થઈ જાય છે? હિમાલય

ની પ્રચંડ ગિરિમાળો, સતલજની ઊંડી ખીણો, ગંગાનો ઘોરગંભીર ગાજતો જલપ્રવાહ, મૈસૂર–બેંગલોરનાં શહેર–ઉદ્યાનો, કલકત્તાનાં સુંદર તળાવો, બોલનઘાટના ઊંડાં બોગદાઓ ને ક્ષિતિજને પહોંચતી વાટની અનન્તતા! માનવી પોતાને પણ ક્ષુદ્ર નિહાળે છે: ને 'હું કોણ' નું નવું શિક્ષણ પામે છે!

વાઘની બોડો જ્યાં પથરાયેલી છે: એની નજીક ઘૂમીએ! ચોર ને લૂંટારુઓનાં જ્યાં રહેઠાણ છે, ત્યાં ઘૂમીએ! પગ પગ પર ચંદન ઘો મારગના કાંઠે પડી હોય ને લીલુડા ઝાડ પર ભયંકર નાગદેવતા જીભના લપકારા લેતા ઝૂમી રહ્યા હોય: ત્યાંથી ઘડી બે ઘડી પસાર થવું, જગન્નિયંતાના પરમ રહસ્યને પામવા જેવું છે.

બે કાંઠે નદી હોય, નદીને કિનારે ધસી પડવાની તૈયારીમાં રેતની ભેખડો હોય, મગર પાણીમાં ઘૂમરી લેતા હોય ને માથેથી મુશળધાર વરસાદ ત્રાટકતો હોય, દિશાઓ આંધળી હોય અને દશ્ય સૂઝતી ન હોય એ વેળા–જે વેળા 'મેઘદૂત' ગાવાનું લેશ પણ દિલ ન થાય, ત્યારની લાગણીઓનું માપ કોઈ પણ કાઢી શકે, તો એ ખરેખર અજબ જ હોય.

માનવીનું જીવન જ્યાં રતિભર કામનું નથી, ને જ્યાં રતિભાર સોનું માનવીના જીવથી વિશેષ ખપનું છે, એ પિંઢારુ પ્રદેશમાં એકાદ રાત ગાળવાનું કમનશીબે નસીબમાં હોય તો, એક રાતમાં આખી 'એરેબિયન નાઇટ્સ' વંચાઈ જાય–વગર વાંચી–વંચાઈ જાય.

ખાવાનું ખાંધે ન હોય, ભર ઉનાળે મરુપાટમાં માર્ગ ભૂલ્યા હોઈએ, ને તરસે જીવ જતો હોય : એ વેળા દૂર દૂરની નગરી ને એના પાદરનાં મૃગજળ કેવાં મીઠાં લાગે છે! મરતા મુસાફરને પણ કેવો મહેનતુ બનાવે છે!

લોહી થીજાવી નાખે તેવી ભૂતાવળો, આપણું જ રૂપ લઈને આપણને બોલાવતી પ્રેતમૂર્તિઓ, રાસડા લેતી ચૂડેલો, અટહાસ્યથી વનનાં વન ભરી દેતો બ્રહ્મરાક્ષસ, અંગૂઠે ચોટીને લોહી ચૂસી લેતી જનની જમાતો! આ બધું છાતીને કેટલી ફુલાવે?

જનમ ધરવામાં ને જીવવામાં શી જવાંમર્દી છે? જો આવાં કોઈ તમન્નાનાં તોફાન ન માણ્યાં હોય! ને મરવામાંય શી બહાદુરી છે: કે જેમાં અનેકવાર મોતથી હાથ મિલાવી જીવ્યા ન હોય!

અપમૃત્યુ જેવી ઠાવકાઈ, લકવા લાગ્યા જેવું ઠરેલપણું, છાંડી દો એ સર્વે! સલામતી ક્યાં સુધી શોધ્યા કરશું? સગવડને નામે ક્યાં સુધી રોયા કરશું?

રોઇએ તોય છાનું રાખનાર કોઈ નથી. ડરીએ તો સીનાથી લગાવનાર કોઇ નથી. મૂંઝાઈએ તો મીઠા બે શબ્દ બોલનાર કોઈ નથી, ત્યાં માનવી કેવો પ્રચંડ થઈને ખડો રહે! સાગરમાંના ખડકની જેમ!

તાપ ખોપરીનાં બે કાચલાં જુદાં થાય તેટલો ભયંકર હોય: હવા કોઈ લુહારની ધમણમાંથી નીકળતી અગ્નિજ્વાળા જેવી ધખતી હોય, રેતીના ગોટ આંખ, કાન ને નાકને પૂરી દેતા હોય. એ વેળા દૂર દૂરના

વાહન માટે કલાકોના કલાકો રાહ જોતા બેઠા હોઈએ ને ત્યાં અજાણી–એકાંત ભોમમાં રાત આવી પડે, ગરમીથી અકળાયેલા સાપ ચારો ચરવા નીકળે. ને વીંછીઓનો દાબડો ઊઘડી પડે! એકાદ વીંછીનો ડંખ પણ ચામડીને વીંધે ને સાથે જેની રાહ જોવાતી હોય, એના આવવાનાં ચિહ્ન પણ ન હોય! હૈયું એમ ને એમ ભરાઈ આવવા માંડે, ને આંખમાંથી આંસુ કૂદવા માંડે. એ નિરાધારતામાં ઊગતું નિર્ણયબળ જ જગતના જવાંમર્દો જન્માવે છે.

તોફાન એ તત્ત્વ હોય કે ન હોય, જીવનનું જોમ તો જરૂર છે. સાહસ એ સત્ત્વ હોય કે નહિ, શૌર્ય તો જરૂર છે. જવાંમર્દો નીપજાવવા માટે, મૃત્યુંજયો જન્માવવા માટે, મરજીવાઓ મેળવવા માટે આ તપ જરૂરી છે. એ કસોટીકાળ એટલું શિક્ષણ આપી જાય છે, જે જીવનમાં સદા તાજગી, સ્ફુર્તિ ને તેજ બનીને ચમક્યા કરે છે. એમાં પૈસાના મોહ, કાયાના મોહ, મારાતારાપણું, સ્વાર્થાંધતા સઘળું વિસરાઈ જાય છે.

જીવનનો લાંબો પંથ એ સ્વસ્થતાથી, સત્ત્વથી ને શાનદાર રીતે કાપે છે. વિપત્તિઓ એને તકવાદી બનાવી શકતી નથી, આપત્તિઓ એની અસ્મિતાને છૂંદી શકતી નથી; લાલચ એને લપટાવી શકતી નથી.

માટે જવાંમર્દો! જોખમમાં જીવો!

જયભિખ્ખુ

# સહુએ છાંડેલો હું !

## [ ૧ ]

હું મારા બાપના ઘરમાં ઓરમાયો બાળ હતો, પણ જાણે આખા સંસારનો ઓરમાયો બાળક હોઉં તેમ, મારું બાલપણ વીત્યું છે. સુકાન વિનાનું નાવ ભરદરિયે ભટકયા કરે, એમ હું રાનરાન ને વનવન ભટકયો છું.

આજથી ચાલીશ વર્ષ પહેલાં, કાઠિયાવાડના એક ખૂણાના ગામડામાં વિચિત્ર અને ઉત્સાહી સંજોગો વચ્ચે હું જન્મ્યો હતો. વિચિત્ર એ માટે, કે મારી માને એકે સંતાન જીવતું નહોતું. મારા પહેલાં બે ભાઇ ને બે બહેનો જન્મીને બબ્બે ચાર ચાર વર્ષનાં થઈને ગુજરી ગયાં હતાં. અનેક બાધા-માનતાઓ પછી હું જન્મ્યો હતો. છતાંય મારા જન્મનો કોઈને વિશેષ આનંદ નહોતો. એકાદ કોઈ રોગ ને મારું અસ્તિત્વ નષ્ટ થવાની પૂરેપૂરી સંભાવના હતી. તેમાં લાખો નિરાશામાં એક આશા સમાન હું જન્મીને જીવ્યો, એ આનંદની વસ્તુ હતી.

ઉત્સાહી સંજોગો એટલા માટે કે મારા ભર્યાભાદર્યા કુટુંબમાં સંતાન તરીકે હું એકલો જ હતો. બાપને ઘેર

તેમ મામાને ત્યાં પણ કોઇ સંતાન નહોતું. આ કારણે મારો ઉછેર અને મારું ભરણપોષણ લાડકોડમાં થયું. જોઈએ તેથી વધુ ખાવાનું મને આપવામાં આવ્યું. જરૂરથી વધુ મારી દરકાર રાખવામાં આવી. મારી પાછળની આળપંપાળનો કોઈ પાર નહોતો. પરિણામે નાનપણથી હું નબળા બાંધાનો, બીકણ ને ખરે વખતે હામ હારી જનારો બન્યો.

હીર–ચીરના પારણે હીંચોળાઇ હું ચારેક વર્ષનો થયો, ત્યાં મારી મા સુવારોગમાં ગુજરી ગઇ. પછી તો જાણે ખુશનસીબીએ મારી સાથે રૂસણું લીધાં, ને કમનસીબીએ મારી સાથે દોસ્તી બાંધી.

મારાં એક માસી હતાં. મારી મા ગુજરી ગયાના સમાચાર સાંભળી એ દોડી આવ્યાં. આવીને મને એમને ઘેર લઈ ગયાં. ન મોટું શહેર–ન તદ્દન નાનું ગામડું, એવા ગામમાં તેઓ રહેતાં હતાં. માસીના રાજ્યમાં મંદિરોનાં નગારાં ફોડવાં, કોડીએ રમવું, બકરીઓ દોહવી, માટીનાં શિવલિંગ બનાવવાં, ને પૂજા–ઉત્સવ માણવા, કજિયા–કંકાસ કરવા, લીધેલી લત પૂરી કરાવવા કપડાં ફાડવાં કે ધૂળમાં રગદોળવાં વગેરે, બાર બાદશાહી હું માણતો હતો..

મારા માસા હતા સુખી, પણ સટ્ટાના છંદે ચઢેલા હતા. પોતાની તમામ દોલત સટ્ટાના છંદમાં ગુમાવી બેઠેલા, પણ મેં એ વખતે અને પછી પણ જોયું છે, કે વિધાતા પતિ–પત્નીનાં જોડાને એકસરખાં નહિ, પણ પરસ્પર વિરોધી સ્વભાવવાળાં છતાં એક બીજાની ખામીની પૂર્તિ કરનારાં સરજે છે. માસા જ્યારે આવા હતા ત્યારે માસી ભારે

ઘરરખુ, ડાહ્યાં ને ચતુર હતાં. સુખી મા-બાપને ત્યાં નાનપણમાં ઝીકસતારાનું કામ શીખેલાં. દુઃખના દહાડામાં આ કસબ કરીને કામતાં ને મોભાથી ઘર ચલાવતાં. એમનાં વધુમાં વધુ નાણાં ને એમનો વધારેમાં વધારે વખત એ મારી પાછળ બગાડતાં. કારણ કે હું નમાયો હતો !

માસીની પ્રેમાળ છાયામાં હું પિતાને પણ વિસરી ગયેલો, માતાને તો આજ પણ વિસરી ચુકેલો છું. સમજણો થયો ત્યારે એક છોકરો, જે મારી સાથે ભણતો હતો, એની મા તાજી મરી ગયેલી. એ મને ઘણી વાર કહેતો: "મારી મા આકાશમાં ગઈ છે. રાતે સૂતો સૂતો હું એને તારાઓની વચ્ચે શોધું છું." તે પછી રાતે પથારીમાં પડયાં પડયાં મેં પણ તારાઓ સામે એકી ટશે નિહાળવા માંડેલું, પણ માનું મોં ત્યાં કદી ન દેખાયું તે ન દેખાયું. પણ કયાંથી દેખાય ? માતાના પવિત્ર સિંહાસન પર માસીની મૂર્તિ બિરાજમાન થઇ ગઇ હતી.

એક વાર પિતાજી મારી ખબર કાઢવા આવેલા. હું શેરીમાં રમતો હતો. કોઈ સાથે માસીએ ખબર કહાવી: "અલ્યા, તારા બાપ આવ્યા છે."

"તે ભલે આવ્યા, આપણે શું ?" મેં આવો જવાબ કોઈ સાથે આપેલો. હું શેરીમાં રમતો હતો. આછું આછું યાદ છે, કે અમે એ વખતે એક મહાન ભગીરથ સાહસમાં ગુંથાયેલા હતા: રાજા ભગીરથ સ્વર્ગમાંથી ભાગીરથી (ગંગા) તાણી લાવ્યા તેનાથી પણ મુશ્કેલ ! વાત એવી હતી કે ઘણે દિવસે તૈયબ વોરાની બાડી બકરી લાગમાં આવેલી. શું ભારે એના

આંચળ! ચાલે ત્યારે જમીન પર અડે. હાથ અડકાડીએ કે તરત દૂધનો ફુવારો વછુટે. તૈયબ લૂગડાંની એક કોથળી બાંધી રાખે. અમારી નજર બકરી પર છે, એની વોરાજીને ખબર પડી ગયેલી: ત્યારથી એ અમારો પાકો વેરી બનેલો. મોં ઠાવકું રાખીને એના ઘર પાસેથી નીકળીએ તોય એના મનમાં લાખ શંકાઓ જાગે. અમને ફાટયે મોંએ ગાળો દે, ને કંઈ બોલીએ તો છૂટે હાથે ઘા કરે. બકરી પાસે તો ઢુક્વા ય ન દે.

આજે તૈયબ સ્ટેશન પર ગયેલો. કેરીનું વેગન આવેલું એટલે માલ કઢાવતાં ને તેનો નિકાલ કરતાં સહેજે વાર થાય. આ ખબર અમારા માહિતી ખાતામાં આવી, ને અમે મેદાને પડયા. એક ગલીમાં બકરીને આંતરી. એકે કાન પકડયા, બીજાએ પગ પકડયા, એકે માંડી દોહવા. દોહવા માટે નાની એવી માટીની કુલડી મળી આવેલી: હાથ અડે ને દૂધનો તો ફુવારો છૂટે, એટલે નાની કુલડી તો ઝટ ભરાઈ જાય. પછી તો દોહતાં દોહતાં કુલડી ભરાય એટલે વારાફરતી પીવાનું શરૂ કર્યું. સાથે સાથે દૂર દૂર કોઈ દાઢી ફરફરતી દેખાય, તો રફુચક્કર થવાની પૂરતી તકેદારી રાખતા જઈએ. ચોરીનાં બોર મીઠાં લાગે, એ વાત તો તમે સહુ જાણો છો જ. અમે એ દહાડે અનુભવી. કામ પતાવીને ઘેર આવ્યો ને સીધો માસી પાસે ખઉખઉ લેવા પહોંચ્યો. પિતાજીએ પાસે બોલાવ્યો, પણ હું તો જવાબ આપ્યા વિના ખઉખઉ લઇને બહાર દોડી ગયો. અજાણ્યા સાથે બોલતાં હું હંમેશાં શરમાતો. પિતાજી બે દિવસ રોકાઈ મારે માટે મીઠાઈ, ભરત ભરેલી ટોપી ને રમકડાં આપીને પાછા ફર્યા.

બાર ગામની બાદશાહી ઘેર તાણી બાંધી હોય એવા ગુમાનથી હું જીવતો હતો. માસી મારી બાદશાહીમાં કોઈ વાતની ખામી ન આવે એની પૂરી કોશિશ કરતી. એ રાત–દહાડાના ઉજાગરા વેઠતી, અડધે પેટ રહેતી, અડધે કપડે થીગડાંવાળા લૂગડે ચલાવતી, પણ મને ઓછું આવવા ન દેતી. સારું ખાવા, સારું પહેરવા ઓઢવા ને સારું વાપરવા આપતી—કારણ કે હું નમાયો છોકરો હતો.

એક દહાડાની વાત છે. ચશ્માં ચડાવીને જરી ભરત કરતાં માસીના હાથ એકાએક ધ્રુજવા લાગ્યા. સોય હાથમાંથી પડી ગઈ, ને ત્યાં ને ત્યાં તેમને સુઈ જવું પડયું. માસીને સોપારી ખાવાનો શોખ હતો. પાડોશીઓએ કહ્યું: “એ તો સોપારીનું મીંજ ખાવામાં આવ્યું હોય તો આવા ચક્કર આવે.” આ વાતથી તરત તો મનનું સમાધાન થયું, પણ એ લાંબો વખત ન ટકયું. ચારેક દિવસો ગયા કે એક દિવસ રોટલી વણતાં વણતાં ફરી હાથ ઝલાઇ ગયા, ચકકર ચડી આવ્યા. આ વખતે રોગ કંઇક ગંભીર જણાયો. માસા જઈ ને દવાખાનેથી દવા લઈ આવ્યા.

દવાથી ફાયદો થવાને બદલે ગેરફાયદો જણાવા લાગ્યો. વૈદ દાકતરને બોલાવ્યા. એમણે મોટી મોટી વાતો કરી. એક જોશી આવ્યા. એમણે શનિની વક્ર દૃષ્ટિ જણાવીને પનોતી છાતીએ લોઢાના પાયે ચડી બેઠી છે, એમ કહ્યું. બાર બ્રાહ્મણ જમાડવા ને શનિવાર રહેવાની સલાહ આપી. ત્યાં તો વળી કોઈ સ્નેહી એક ગારૂડી જેવા લાગતા મંત્રધારકને બોલાવી લાવ્યા. ગેરૂઆ રંગનાં કપડાં એણે પહેર્યાં હતાં. નીચે

મદ્રાસીની જેમ ધોતિયું વીંટેલું, બદન પર પહોળું પહેરણ ને ટીકીઓવાળો ભરત ભરેલો કબજો ચડાવેલો ને માથે ફાળિયું વીંટેલું. પહોળી દાઢી હતી. આંખો લાલચટક ને ડરામણી હતી. એનો અવાજ ઘોઘરો હતો ને નાનાં છોકરાંમાં ભય પ્રેરતો. એના હાથની ઝોળી તિલેસ્મી સંસારના ખજાના જેવી હતી. એમાં અલાદીનની વીંટી, અલીબાબાનો દરવાજો ઉઘાડવાનો મંત્ર કે ખાપરા-કોડિયાની સહુને જાગતાં ઊંઘમાં નાખી દેવાની—એવી ન જાણે કંઈ કંઈ સિદ્ધિઓ હતી!

બેએક મિનિટ એ માસી સામે જોઈ રહ્યો. થોડા અડદના દાણા આડાઅવળા નાખી, થોડીવાર મૂંગો રહી એકદમ મોટે ઘોઘરે અવાજે કહ્યું: 'અરે ઉસ્તાદના ઈલમની બલિહારી છે. માઈ, તને કોઈએ ભારે મૂઠ મારી છે. ઓમ, કાલી, મહાકાલી, ખુદાઈ ખપ્પરવાલી, તેરા વચન ન જાય કબુ ખાલી. અરે માઈ, કહો તો સામી મૂઠ ફેંકું. લોહીના ઝાડા કરાવું. ઉસ્તાદના ઇલમની પરખ તો જુઓ.'

અમે આ સાંભળી ભારે ઉશ્કેરાઈ ગયા. અરે, માસી જેવા ભગવાનના માણસ પર મૂઠ ફેંકનાર એ મહાપાપીનો નાશ કરી, પૃથ્વી પરથી તુરતાતુરત અધર્મનો ભાર હળવો કરવો જોઈએ. અમે સહુ સામી મૂઠ ફેંકવાની મંજૂરી આપવા એક પગે થઈ ગયા, પણ માસીએ અમારા ઉત્સાહ પર ઠંડું પાણી ઢોળ્યું. એ શાન્તિપૂર્વક બોલ્યાં: "ભાઈ ઉસ્તાદજી, મારે કોઈને લોહીનાં ઝાડા-ઊલટી કરાવવાં નથી. કોઇ આપણું ભૂંડું શું કરે, એ તો આપણાં કરમ. વળી કરનારનાં કરમ કરનાર જાણે. આપણે આપણા કરમના ધણી. કોઈ ભૂંડું થાય તો સામા

આપણે ભૂંડા શા માટે થવું? એમ ને એમ સારું થતું હોય તો કરો."

"માઇ, આ તો મૂઠનું કામ. ફેંકવી સહેલી, પણ વાળવી આસાન નહીં. 'ભલા ભલાઇ ના તજે' એ પણ ઉસ્તાદના બોલ છે. તમારી મરજી હશે તો તેમ કરીશ. ફક્ત તમારે દશ રૂપિયા વધુ આપવા પડશે. મૂઠ હું જ ઝીલી લઈશ, ને પછી ઓકી નાખીશ. બાકી તો માઇ, કહો તો ગુનેગારનું નામ, ઠામ, ઠેકાણું સુદ્ધાં આપું. આ કંઈ બડી બડી બાતાં નથી. જીવતી જાગતી બિદ્યા છે." વિદ્યાને બદલે 'બિદ્યા' શબ્દ એના મોંમાં ભારે આકર્ષક લાગતો.

"ના રે ભાઈ, મારે નામઠામ કંઇ જાણવાં નથી. થનારું થઇ ગયું. હવે વળી નામ જાણીએ એટલે મનમાં ઝેર–વેર વધે. મારે તો ઉસ્તાદજી, બહુ ગઈ ને થોડી રહી."

અમારા ઉત્સાહ પર પાણી ફર્યું: વેર લેવા તલસી રહેલાં અમે ખિજાયાં, પણ મોટાં મનનાં માસીએ 'ના'ની હા ન ભણી તે ન ભણી.

પેલો ગારૂડી પછી રોજ આવે. સાથે એની ઝોળી હોય જ. બે ઘડી અમારી સાથે એ હસીને વાતો કરે, એની ઝોળી ખોલીને બતાવે. ઝોળીમાં એકાદ બે સાપ, એકાદ આંધળી ચાકરણ, બે એક પાટલા ઘો, એકાદ નવી જાતનું જાનવર હોય. કોડા, શંખ ને મોરાંનો તો પાર નહીં. એની વાતોથી જાણે એ એમ જાહેર કરે કે દુનિયાના કોઇ પણ માણસનું જીવન–મોત એની મૂઠીમાં છે. કોને મારવું કે તારવું એ એના આપમુખત્યારની વાત હતી. બાળકોને અદ્‌ભુત રસ

તરફ બહુ પ્રેમ હોય છે. થોડા દહાડા અમે એ માયાવી સૃષ્ટિમાં જીવ્યા.

પણ રોગ વધતો ચાલ્યો. અને જેમ રોગ વધતો ચાલ્યો, તેમ તેમ મારા વિષેની માસીની ચિંતાઓ વૃદ્ધિ પામવા લાગી. વહેલાં વહેલાં જાગીને મારા માટે રાંધી લેતાં માસી–હવે ઘણીવાર પાડોશમાંથી મારા માટે વાટકો દાળ કે કઢી માગી લાવતાં ને લોટ આપીને ચારેક રોટલી કરાવી આવતાં. હુમલા અણધાર્યા થવા લાગ્યા. લાંબો વખત રહેવા લાગ્યા. મારે માટે તો ગમે તે કરે પણ પોતાની બાબતમાં તો એ ભારે ટેકીલાં. જ્યારે શરીર ઠીક હોય ત્યારે થોડું રાંધે! રાંધેલું પણ વળી હુમલો થતાં એમ ને એમ પડયું રહે! જે ખવાય કે ન ખવાય! ઘણી વાર કેવળ છાશ ને પાણી પર પણ બબ્બે દહાડા ચલાવે.

એક દહાડો એમણે કહ્યું: 'મારું મોત હું દેખું છું. એ મારી પાંગતે આવીને બેઠું છે.' પછી તો ચાર દહાડા સમૂળગાં ઝાડો–પેશાબ બંધ રહ્યાં. દવાદારૂનું એમણે નીમ લીધું. ભજન, સ્તવન ને સજ્ઝાયો સાંભળવા માંડી. સગાં-વહાલાંને સંભારી સંભારીને બોલાવ્યાં, ને મોટી જાત્રાએ જતાં હોય તેમ સહુને ખમાવી (ક્ષમાપના કરી) લીધાં. હવે તો પાણી પણ ગળાની નીચે ઊતરવું બંધ થયું. છેલ્લા ચાર દહાડાથી વાચા પણ બંધ થઈ. ઘડી બે ઘડીના મહેમાન હતાં માસી!

બધાં સગાંવહાલાં ટોળે વળીને બેઠાં છે. સહુ જાણે કશી વાત અધીરાઈથી રાહ જોઇ રહ્યાં છે!

પણ ભલી માસીનો જીવ કેમે નીકળે નહિ. મારા સામું ટકટક જુએ ને આંખમાંથી દડદડ આંસુ સારે. ચાર બહેનોમાં મોંઝોણા જેવો એક હું અને તે પણ અળવીતરો, શરમાળ, ખાઉધરો, નબળો ને કજિયાળો ! અરે, ન જાણે આ નમાયા અકોણા બાળને કોણ જાળવશે ? અંતરની દયા–માયા વિના આ રીસના ઝાડને કોણ ઉછેરશે ?

કેટલાંક ડાહ્યાં સગાંઓ આ વાત સમજ્યાં. એમણે મને સમજાવીને, ખાવાનું–રમકડાં ખોળામાં ભરાવીને મોસાળ મોકલી આપ્યો. પાછળ ' માસી ' મરી ગયાં. મેં એ વેળા શોક કરેલો કે નહિ, કશુંય યાદ નથી. આંસુ પાડેલાં કે નહિ, કંઈ સ્મરણ નથી: પણ એક વાતના સંસ્કાર આજે પણ મન ઉપર છે. કોઈની માસી મર્યાના સમાચાર સાંભળી જેટલો સંતાપ થાય છે તેટલો, કોઈની મા મર્યાના ખબરથી નથી થતો.

મોસાળમાં હું લાડીલો હતો. મારાં મામી બીજી વારનાં હતાં, ને તેમને સંતાન નહોતું. મારાં પહેલાં મામી સંતાનની ભૂખમાં જ મરી ગયેલાં. પરણીને આવ્યે ઘણો વખત વીત્યો, પણ મામીને તો અધરણી ન આવી. કંઈ કંઈ દવા-દારૂ કર્યાં, પણ દહાડો ન ચઢયો તે ન જ ચઢયો. સંતાનની એ કાળે ભારે ઘેલછા. લોકો કહે કે વાંઝિયાના ઘરની ચણ્ય ચકલાં પણ ન ચણે. સંતાનભૂખી મામીને કોઈ વેરવણે દાઝમાં પણ મોં ઠાવકું રાખીને કહ્યું: ' એક રસાયણ બતાવું, બાઈ ! મોરથુથુ છાશમાં ઘોળીને નરણા કોઠે પીઈએ. દલમાં દીવા થાય. રોગ, દોગ, સંતાપ જાય ને દીકરા રહે." ભોળી મામી

આમા કંઈ ન સમજી. એ તો એક દહાડો કટોરો ભરીને પેલું 'રસાયણ' ગટગટાવી ગયાં, પછી તો પેટમાં વાઢ શરૂ થઈ. દોડાદોડી થઈ રહી. ઘણાં ઓસડવેસડ પાયાં, પણ છેવટે ઓકતાં ઓકતાં મામીનો જીવ નીકળી ગયો. અરે, આપણુ બાળકને દુનિયાની કંઈ કિંમત નહીં, ને દુનિયા બાળક પાછળ કેવી મરી પડે!

મામાનું ઘર ઘણું મોટું. આગળ મોટી ડેલી ડેલીએ બેઠા બેઠા ઘણા ઘરડાઓ સવાર–સાંજ સોનાની નાળવાળો હોકો ગગડાવ્યા કરે ને ગામગપાટા હાંકે. ઘેર ઘણાં દુઝાણાં. રોજ વલોણાં હોય. રોજ સવારના શિરામણમાં બાજરાના રોટલા પર માખણ ખાવા મળે. ઘેર મામાને ચઢવા એક પાણીવાળી ઘોડી હતી. મામા જાતે એની સંભાળ લે. ઢોરને ખવરાવવાનું આજે માણસને મળે છે, એથી પણ સારું. ઢોરને ખાવા શેરડીના ભારા આવે, ટોપરાનાં કાછલાં આવે, બાજરાની ઘૂઘરી રંધાય. અમે બાળકો આમાં ભાગ પડાવતાં. ઢોરનાં ખાણાંમાંય અમારો ભાગ. મહિનામાં એકાદ બે વખત બળદોને ઘી પવાય. ઘોડીનાં જોગાણ માટે ચણાના કોથળા ડેલીમાં પડ્યા જ હોય. રાતડિયાંની (ગાજર) ઋતુમાં રાતડિયાં, ને ઉનાળે મીઠા મધ ચારાઠિયો આવે. રોજ ગોકળી ઢોર દોહવા આવે. ગોકળી ન આવે એ દહાડે બબ્બે જોરાવર મામીઓ દોહવા બેસે, પણ દોહતાં થાકી જાય એટલું દૂધ નીકળે.

દિવસો સુંદર હતા. જીવન રમતિયાળ હતું. સપનાં પણ સોનાના પહાડોનાં, દૂધની નદીઓનાં, રૂપેરી પંખીઓનાં ને આકાશની પરીઓનાં આવતાં.

અચાનક મામા ટૂંકી માંદગીમાં ગુજરી ગયા. બહોળો વેપાર સમેટાઈ ગયો. ઉઘરાણીનો લાંબો–પહોળો પથારો એમ ને એમ રહ્યો. દિવસો પલટાયા.

મારે મારા ઘેર જવું એમ નક્કી થયું. સારો સથવારો શોધાવા માંડ્યો. એક દહાડો સારો સથવારો મળતાં મારી પ્રિય ભૂમિને મેં રામરામ કર્યા. કર્યા એ કર્યા. એને અને મારે એવા વિજોગ પડ્યા કે ફરી બાલપણની એ પ્રિય ભૂમિને કદી મળાયું નહીં ! એનાં સદાં સપનાં જ રહ્યાં.

વારંવાર કોઈ ઉર્દૂ કવિની એક કડી યાદ આવ્યા કરે છે:

“ રો રો કફસમેં બુલબુલ, ગુલચીંસે કહ રહી હૈ !
દેખા નહી હૈ ગુલ કો, જબસે ચમનસે નીકલે !”

પિતાજીની છત્રછાયામાં આવ્યો, પણ ઘણા દિવસ સુધી મન ઠરે જ નહીં. એમ લાગ્યા કરે કે આ મારું ગામ નહીં, આ મારું ઘર નહીં, આ મારાં સગાં નહીં, હું તો બહારથી આવેલો કોઈ પરદેશી છું ! દિવસો વીતતાં મને ભાન આવ્યું કે આખી પૃથ્વીમાં મારું કાયદેસરનું આ જ ઠેકાણું છે. આ મારું ઘર ને અહીં હું પોતાને ત્યાં છું. બીજે રહેવામાં મારું સ્વમાન નહીં.

પરદેશી અને દેશી વચ્ચે ભારે ફેર છે. દેશી બન્યો કે જાણે બધું પલટાવા લાગ્યું. વૃક્ષો મને વાતો કરવા લાગ્યાં. હવા મને પ્રેમ કરતી લાગી. રસ્તાની વેકૂર મને આળ-પંપાળ કરતી ભાસી. થોડા દહાડામાં હું અહીંનો બની ગયો. માસીને સ્થાને ફૈબા આવીને બેઠાં. કોઈની પણ

પાંખમાં ભરાયા વિના મારા નબળા મનને શાન્તિ ન વળતી. ફૂઈબા નાનપણમાં વિધવા થયેલાં. અમારા કુટુંબને વારસામાં મળતા સ્વમાનનાં એ પૂજારી. કોઈનું વેણુ ન સાંખે. એમનું પડખું મને હુંફાળું લાગ્યું.

એક દહાડો મારે માટે એ નાનકડી વીંટી ઘડાવી લાવ્યાં. કેવી સુંદર ! અંદર એક માણેક હતું. હું તો ફૂઈબા પર આફરીન થઈ ગયો. ખાવાનું પણ એમની સાથે, સુવાનું પણ એમની સાથે. ઘૂવડ અને ચીબરીની બહુ બીક લાગે. એ બોલે ત્યારે ફૂઈબાને બથ ભરી લઉં. ફૂઈબા સૂતાં પહેલાં વાતો કહે, ગંગારામ પોપટની અને કૃષ્ણલાલ કાગડાની ! કુલણશી દેડકાની ! આપકર્મીની ને બાપકર્મીની ! સોનબાઈની ને રૂપબાઈની !

આજે પણ જ્યારે નીચેની પંક્તિઓ કોઈને મોંએ સાંભળું છું, ત્યારે ત્રણ ત્રણ દશકાનો પડદો ચિરાઈ જાય છે, ને મન બાળપણને યાદ કરવા દોડે છે.

“ ઠગાઠૈયા કરીએ છીએ,
ચાંચુડી ઘડાવીએ છીએ;
જાવ રે કાબરબાઈ,
અમે અમારે આવીએ છીએ. ”

એક દહાડો ફૂઈબા એમનો સરસામાન બાંધવા લાગ્યાં. મારો સામાન જુદો જુદો તારવીને મૂકવા લાગ્યાં. ફૂઈબાએ મને પડખામાં લીધો, ગાલ પર બચી લઈને કહ્યું; ‘ બેટા, રાજી રહેજે. હું જાઉં છું. ” હમેશાં આવી વિષમ વેળાએ મારા

ગળામાં ખરખરી બાઝી જતી. હું કંઇ બોલી ન શકતો. મેં વિચાર્યું: ફૂઈબા ક્યાં જતાં હશે ? માસી ગયાં ત્યાં ? નારે ના ! મેં પાડોશીઓને પૂછ્યુ: તેઓએ કહ્યું: "ભાઈ, તો તો સારું. હિંદુ વિધવાને માગ્યું મોત ક્યાંથી !"

ફૂઈબા અમારા દેશમાં જતાં હતાં–અમારાં બુઢાં દાદી મા પાસે. મેં કહ્યુ: "મને સાથે લઈ જાઓ."

"તારી નિશાળ પડે,"

રે, નિશાળ ! કેવી દુષ્ટ કે મને વહાલાંથી વિયોગ કરાવે. મેં કહ્યું: "અરે, મને તો એ ગમતી જ નથી. તમારા કરતાં મારે મન નિશાળ વધુ નથી."

ફૂઈબા હસ્યાં. દીકરો ન ભણે ને દીકરી ન પરણે, એ બે વાત કેમ ચાલે ? ફૂઈબા ગયાં. મારે માટે તો માસી જવાથી પણ વિશેષ દુ:ખદ પ્રસંગ હતો.

ફૂઈબા ગયાં ને છેલ્લા દિવસોમાં ઘૂવડે ભારે ઉપાડો લીધો. રોજ રાતે કલાકો સુધી ગર્જ્યા કરે. એ ભયંકર અવાજે મારું રૂંવેરૂવું ધ્રૂજ્યા કરે. મારા બાલમિત્રો કહે, "એને ઈંટનો કકડો કે માટીનું ઢેકું ભૂલેચુકે મારીશ મા. નહિ તો એ ઢેકું લઈને કૂવામાં નાખશે. ઢેફું જેમ ગળતું જશે, એમ તું ગળી જઈશ."

ભારે મૂંઝવણ ! એવી મૂંઝવણ તો રામે રાવણ મારતાં નહીં અનુભવી હોય. અધૂરામાં પૂરું વળી એક મિત્રે મને ખાનગીમાં કહ્યું. "જો, રાતે ઘરના મોભારે બેસીને તને નામ દઈને એ બોલાવશે. ભૂલેચુકે હોંકારો દઈશ મા. હોંકારો

દીધો કે આવી બન્યું.” આ સાંભળી ધોળે દહાડે મારાં રૂવાં ખડાં થઈ ગયાં.

હે રામ, મારે તો ઉપર આભ ને નીચે ધરતી. આ દુઃખ કોને કહેવું?

આખરે મેં પણ અહીંથી ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો–પણ ક્યાં? ફૂઈબાની જેમ મારા માટે આ દુનિયા પર જવા જેવું કોઈ ઠેકાણું હું જાણતો નહોતો. માસી ને મામા ગયા ત્યાં જવાનું મન થયું. સાંભળ્યું હતું કે ભગવાન ભારે દયાળુ છે, પણ ત્યાં જવા માટે સારો સથવારો મળે તો ને!

ગામ આખું ફર્યો, પણ સારો સથવારો ન મળ્યો, તે ન મળ્યો. સહુ સુખી હતાં, મુજ દુઃખીને કોણ સાથ આપે! છતાં સાવ સહુની નિંદા કરું તે ખોટી છે. ફૂઈબા ગયા પછી અચાનક મને એક સાથીદાર મળી.

શેરીમાં એક કૂતરી હતી. ધોળી બાસ્તા જેવી! કપાળે રૂપાળું તિલક તાણેલું. છેલ્લા દિવસોમાં ખાવા પરથી રુચિ ઘટી ગયેલી. મારું વધેલું હું એને આપી દેતો. આથી એને મારા પર ભાવ ઉપજ્યો ને પછી તો હું બહાર નીકળું તો પૂંછડી પટપટાવતી, એની પીળી પીળી આંખોથી મારી સામે એકીટશે જોઈ રહેતી–જાણે કંઈ કહેતી ન હોય!

એક દહાડો મારી પથારીમાં એ ચઢી આવી. મને એના પર હેત જાગ્યું હતું. મેં એને હાંકી ન કાઢી. ઉલટી પંપાળી. એણે મારું મોં સૂંઘ્યું. એ રાતે ઘૂવડની મને બીક ન લાગી, બલ્કે એક રાતે ઘૂવડના અવાજ સામે એ એવું

ધૂરકી કે બાપડો ચુપ થઈ ગયો ! હું જાણે ઈડરિયો ગઢ જીત્યો. મારું ઊંચું મન થાળે પડવા લાગ્યું.

આનંદમાં અમે જીવતાં હતાં. એક દહાડો હું રોટલાની ઝીણી ઝીણી કરચો દૂધમાં બોળીને ખવરાવતો હતો, ત્યાં એને ઘૂરી આવી. એકાએક જીભ બહાર નીકળી આવી ને એમાંથી લાળ ટપકવા માંડી. આંખો ચકળવકળ ચકળવકળ થવા લાગી.

આડોશીપાડોશીએ રીડિયા રમણ કરી મૂકી. લોક ભેળાં થઈ ગયાં. એક જણે જોરથી બૂમ મારી: "અરે, કૂતરી હડકાઈ થઈ છે."

મને કોઈએ જોરથી ખેંચી લીધો. ઘરમાં પૂરી બારણાં બંધ કરી દીધાં. ભારે હોહા ને ધમાધમી મચી ગઈ. લાઠી, ભાલા, વાંસી શોધાયાં. મને લાગ્યું કે આ લોકો એને મારી નાખશે. હું એને બચાવવા દોડયો. મારા ગાલ પર એક તમાચો પડ્યો.

થોડીવાર લાકડીઓની ત્રમઝટ બોલી રહી. મોટા હોકારા થતા રહ્યા. મારી આંખે અંધારાં આવ્યાં. હું આંખો દાબીને નીચે બેસી ગયો.

થોડીવારે કમાડ ખુલ્યાં. હું રડતી સૂરતે બહાર ધસી આવ્યો ત્યારે બધાં વિખરાઈ રહ્યાં હતાં, ને ગામનો ઓળગાણો (ભંગી) મારી વહાલી કૂતરીના દેહને દોરડીએ બાંધી ઢસડી જતો હતો.

ભાગ્ય તે કેવું ? મેં જે ઝાડનો છાંયો લીધો કે એ બિચારું બળીને ખાખ ! આમ ફૂટેલા ભાગ્યથી જીવવા કરતાં

ભગવાનને ઘેર જવું શું ખોટું ! સંગાથ તો મળે તેમ નહોતો. મને ઉપાડી લેવા મેં ભગવાનને પ્રાર્થના કરવા માંડી.

મારી સાથે ઘણાં જન્મ્યાં હતાં. કહે છે કે કાળી કૂતરીનાં બે કુરકુરિયાં, ઘરની મંગળા ગાયનો વાછડો, ને ગામના રાજાનો કુંવર એ બધાં મારી સાથે જન્મ્યાં હતાં, ને બધાં વહેલાં વહેલાં ભગવાનને ખોળે ગયાં હતાં : તો ભલા હું શા માટે નહીં ! અદલ ઈન્સાફનો ધણી પક્ષપાત કાં કરે ? મારો કંઈ વાંક ગુનો !

## મને મિત્ર મળ્યો

[૨]

ઊંચું ઊંચું મન રાખીને ઘણા દિવસ સુધી ફર્યો. ઘણા દહાડા ભગવાનને ઘેર જવા માથાકૂટ કરી: પણ કંઈ ન વળ્યું. ઊલટું જે ભૂમિ આજ સુધી અણગમતી લાગતી હતી, એના પર મન ઠરવા લાગ્યું. જીવતો નર ભદ્રા પામે તે આનું નામ! મારું બાળક મન આ ભૂમિ સાથે મીઠી માયા કેળવવા લાગ્યું. હું એનો બનતો ચાલ્યો. એ મારી બનતી ચાલી. ભૂમિ પણ આખરે માતાની જાત ખરીને! મા દીકરાના અબોલા ક્યાં સુધી ચાલે?

વનજંગલોથી વીંટાયેલું, સુંદર સાબરમતીના કિનારાની ઊંચી ભેખડ પર વસેલું એ નાનું પણ સુખી ગામ હતું. ગામને એક છેડે, માટીની ભેખડોમાંથી, એક નાનું ઝરણ શંકરની દેરી પાસેથી નીકળીને વહેતું હતું. અડધો માઈલ ચાલીને એ સાબરમતીમાં વિલીન થઈ જતું.

×સાબરનાં વાંઘાઓમાં આવેલા આ પ્રકૃતિરમ્ય ગામમાં અમારાં સહાધ્યાયી ને શિક્ષિકા એક જર્મન વિદૂષી બેન ગાડામાં બેસીને આવેલાં. અહીંની કુદરત જોઈને તેઓ ખુશ થઈ ગયેલાં, ને પ્રશંસાના ઉદ્‌ગાર કાઢેલા.

સંત ઋષિરાયજી આ ગામમાં થઈ ગયેલા. એમના વંશજો સાથે અમને નિકટનો સંબંધ ! એમણે બાંધેલી 'એકલસંગી' સાબરમતીને કાંઠે ઊભી ઊભી વાદળથી વાતું કરે. નીચે પાણીનો પ્રવાહ ધીરું ગુંજન ગાતો ચાલ્યો જાય: ને કિનારે ઊભેલી ભેખડ માથે નાના દેવવિમાનશું, ધોળી ધજા ફરકાવતું મંદિર ખડું હોય. નાની એવી ધર્મશાળા, નાનું એવું મારુતી મંદિર ! હવા ત્યાં ગીત ગાતી વહે.

જેવી એકલસંગીનું ધામ એવી કલેસર (કુલેશ્વરી) માતા. ગામના પાદરે થઈને સ્ટેશન જતા રસ્તાને કાંઠે એ ધામ આવેલું. ભારે ઘેઘૂર વડલો છાંય કરીને ઊભેલો. બાજુમાં નાનીશી તળાવડી. ચોમાસો–શિયાળો જળ રહે ને ઉનાળે કુંભાર ઈંટો પાડે. નાની ધર્મશાળા ને નાનો બાગ. પહેલાં એક મૈયા (બાવણ) રહેતાં હતાં. એણે સુંદર બાગ લગાવ્યો હતો. અમારું સાંજનું રમતનું સ્થળ એ !

આવું જ એક ભોંયરું હતું. અમે બધા માનતા કે અંદર સાત ખંડ છે, ને એના ત્રણ માળ ભોંયમાં છે. પાતાળકૂવો ને સોનાની હીંચણખાટ એમાં છે. એક બે વાર મીણબત્તી સળગાવી એમાં જવાનો પ્રયત્ન પણ કરેલો, પણ કાનકડિયાંનો ભારે અખાડો ! એક સાથે પચીસ–પચાસ ક્યાંયથી નીકળી પડે ! સહુ કહે, આ તો ચોકીદાર છે. આગળ વધશું તો નાક ને કાન કરડી ખાશે. એ દહાડેથી અંદર જવાનો પ્રયત્ન બંધ કર્યો, પણ રોજ ત્યાં બહાર બેસી અનેક જાતની કલ્પનાઓ કરીએ.

મોટા થયા ત્યારે અમને કોઈએ કહ્યું: 'આ તો છપ્પનીઆ દુકાળમાં કામે આવેલા મજૂરોએ માટી ખોદતાં

ખોદતાં આ રીતનું ઘર બનાવ્યું હતું. ઉનાળે ઠંડકમાં એમાં પડયાં રહેતાં.' આ ખુલાસો ન ગમ્યો. એમાં નગ્નસત્ય હતું, પણ અમને ગમે તેવી કલ્પનાની રમ્યતા ન હતી. અમને લાગ્યું કે આ વાત ન જાણી હોત તો અમને કંઇ નુકશાન નહોતું.

આ ભોંયરાથી થોડી દૂર મેતાવાડી નામનું સ્થાન હતું. ત્યાં વાડી ય નહોતી. ને કોઈ મહેતા રહેતા પણ ન હતા. ગામનું ચોમાસી પાણી ત્યાં થઈને ભાંભરમાં વહી જતું. ચોમાસી ચીભડાના ને ભીંડાના વાડા અહીં થતા. અહીં એક કૂવો હતો. એ 'મેતા વાડીના કૂવા' તરીકે જાણીતો હતો. એમાં એક વાર જીવાભાથી નામના રજપૂતનો આંધળો બળદ પડી ગયેલો. ને કાઢયો ત્યારે દેખતો થઈ ગયેલો. ત્યારથી આખું ગામ એને 'દેખતો કૂવો' કહેતું ને એના પાણી માટે ભારે ભીડ રહેતી.

આવો જ એક બીજો કૂવો કિયાડીનો હતો. ગ્રામ્ય-જીવનનો ઈતિહાસ એણે પોતાના જળમાં સમાવ્યો હતો. પાણી ભારે નરવું, પણ પાણી ભરનારીને અડધો માઈલ ચાલવાનું ને મોટો છાતીભર ચઢાવ માથે બેડું લઈને ચઢવાનો! ત્યારે એ પાણી પીવા મળે: આજે તો વગર ભારે એટલું ચાલીને આવવું ય આપણને આઝાદીના લડવૈયાઓને ભારે પડે, તો આ તો માથે બબે ભારે બેડાં લઇને ચઢવાનું! ને એવાં ચાર પાંચ વાર બેડાં સારી લાવવાનાં! પણ કિયાડીનો કૂવો અમને એ રીતે મહત્ત્વનો નહોતો. એનું મહત્ત્વ તો મહિને-પંદર દહાડે એકાદ બાઈ એમાં પડીને મરી હોય એનું રહેતું. એ વેળા આખું ગામ ત્યાં હુલકતું. મરનારી

માટે કંઇ કંઈ બોલાતું. એના કુટુંબ વિષે કંઇ કંઈ વાતો થતી. ગ્રામ્યજીવનની બીજી બાજુ આ વેળા જાણવા મળતી ને ઘડી વાર ગામડાં પર તિરસ્કાર છૂટતો. શહેરની સ્વતંત્રતાની હવામાં જીવતી સ્ત્રીઓ તરફ માન પ્રગટતું, પણ જ્યારે જાણ્યું કે શહેરમાં પણ ' પ્રાયમસનો અકસ્માત–રાંધતાં દાઝી મર્યા ' નો બનાવ એ બીજી રીતના શહેરી આપઘાતો હતા, ત્યારે વળી નવીન વિચારસરણીએ જન્મ લીધો; પણ એની સાથે આપણને અહીં નિસ્બત નથી ! આવો બનાવ બન્યા પછી આ કિયાડીનું પાણી બેચાર દહાડા કોઈ પીતું નહિ ! પછી પાછી એની એ ઘટમાળ !

આ કિયાડી પાસે એક ફૂડલું હતું. ફૂડલું એટલે ખેતરમાં કરેલો બાગ. એ જટાભાનું ફૂડલું કહેવાતું. જટાભા નિર્વંશ ગયેલા. કહે છે, કે મરીને અહીં સાપ થઈને કૂવામાં રહેતા. અવારનવાર દેખા દેતા. ફૂડલામાં જામફળી, જાંબુડી, આંબા ને દાડમડી હતાં. જટાભાનાં વહુ દયામા જીવ્યાં ત્યાં સુધી એની ઉપજ ખાધી. જટાભા સાપ થયાના સમાચારે કોઈ વિધવાના એકે ઝાડને હાથ ન અડાડતું.

આ ફૂડલાને ઓતરાદા છેડે અડીને એક નાનકડા ખડક નીચેથી પાણીનું ઝરણું નીકળીને વહેતું હતું. અમે એને ' ઝાંઝરી ' કહેતા. પાણીની બારેમાસ જીવતી સરવાણી. અમે એને રોકીને મોટી બનાવીએ, વાળીને આઘી–પાછી લઈ જઇએ, પણ એ તો વહ્યા જ કરવાની ! એના બંને કિનારે આવળના છોડ પીળાં સોનેરી ફૂલથી લૂંબીઝૂંબી રહેતા.

આથી પણ વધુ આશ્ચર્યનો દિવસ તો અમારા ગામના

રાજાજી જ્યારે બે ઘોડાની બગીમાં બેસીને બહાર ફરવા નીકળતા તે હતો. સુંદર મુગટ, કિનખાબનાં કેડિયાં, કમરે સોનાની તલવાર, ગળામાં મોતી–માણેકની માળા, કાનમાં હીરાની શેલકડીઓ, પગે સોનાનો તોડો ને હાથે સોનાની પોંચીઓ. મોં રાજતેજથી દમકતું, સુંદર વાંકડિયા મૂછો. જયશિખરી ને વનરાજ ચાવડાના એ સીધા વંશજો ! હું એમને 'જયશિખરી' નો અવતાર કલ્પતો. દહેરાના દેવ જેવી ભક્તિથી મસ્તક નમાવતો.

રાજાજીને એક કુંવરી હતી. એ મારી નિશાળે ભણે. શીંગલા ઘેટાની ગાડીમાં બેસીને રોજ આવે. તેજ તો વેરાય. રૂપ તો ઢોળાય. અમારે માટે આ બધી દેવમૂર્તિઓ હતી ને દૂરથી દેખવાની ને પૂજવાની હતી.

આ બધાં સાથે અજાણી પ્રીત કરતો ચાલ્યો. એવામાં ગામપાદરની આંબલીઓમાં એક દહાડો તંબૂ ખોડાયા ને લશ્કરના ઘોડાઓ હમચી ખુંદતા આવી પહોંચ્યા. નાનકડું ગામ પ્રવૃત્તિથી ધમધમી રહ્યું. રાજાજી ખુદ પોતે દોડાદોડ કરવા લાગ્યા, નિશાળમાં માસ્તરો અમને સંવાદો ગોખાવવા લાગ્યા. સાફસુફી તો આખો દિવસ ચાલ્યા જ કરે.

અમે તો આંબલીઓની આજુબાજુ ચાર છના ટોળામાં ફર્યા કરીએ. એક દહાડો બે ત્રણ સવારો પાસેના ગામમાં જઈ માછલાં ને માંસ લઈ આવ્યા. અમારા ગામમાં તો ખુદ રાજાજી પણ જીવહત્યા ન કરી શકે, એવું મહાજનનું જોર ! પણ ન જાણે આ કોણ દેવતા આવતો હતો કે બધી

છૂટ મુકાઈ હતી. અંધારી તળાવ પર શિકાર માટે પણ ઓડા બંધાયા હતા.

ગામના પાદરમાં એક મોટો માંડવો ઊભો કરવામાં આવ્યો ને એના પ્રવેશદ્વાર પર સુંદર કોરણી કરવામાં આવી. દારૂખાનું પણ ફૂટવાનું હતું ને એ માટે થાંભલા ખોડાઈ ગયા હતા.

આ બધી તયારી જેના માટે હતી, એ મહાન દેવતા આવવાની ઘડી આખરે આવી પહોંચી. એકાએક અનેક જાતનાં હથિયારોથી સજ્જ બે સવારો પહાડી ઘોડા દોડાવતા અમારી વચ્ચેથી પસાર થઈ ગયા. અમે આંખની કીકી સ્થિર કરી નિહાળી રહ્યા. થોડીવારમાં બે પાણીદાર ઘોડા પર ચઢીને આવતાં ગોરાં સ્રી-પુરુષ દેખાયાં. એક હતો પોલીટીકલ સાહેબ, બીજી હતી એની મડમ! પણ શું રૂવાબ હતો એમનો! જાણે પૃથ્વીનો વિજય કરીને આવતા દેવસેનાપતિ કાર્તિકેય! પણ સાહેબ કરતાંય મડમનું અમને આશ્ચર્ય વધારે હતું! બૈરાંની જાત, મરદનો પોશાક પહેરે, ઘોડે બેસે ને મરદની જેમ હાલે, ચાલે!

સહુ એમને નમી રહ્યા! નાના-મોટા, વેદપુરાણી, શેઠ-શાહુકાર સહુ તેમને વંદી રહ્યા. ખુદ અમારા રાજાજીએ જ્યારે એમની અદબ કરી ત્યારે તો એ ગોરાં સ્રી-પુરુષ અમારી નજરમાં અલૌકિક પ્રતિભા બનીને વસી ગયાં. ગોરી જાત તરફની એ માનભાવના મોટપણે પણ મનમાંથી ન ખસી. ગોરાઓના સંસર્ગમાં આવીને, તેમના ગુણ દુર્ગુણ જાણ્યા પછી પણ, મન ઉપરની એ શેહ લાંબા સમયે દૂર થઈ.

આમ આ ભૂમિના વાતાવરણ સાથે મારું મન ઘડકતું થઈ ગયું. પરદેશી મટી દેશી બની ગયો.

ગામને પાદરે પિયાવો આવેલો. સવાર સાંજ કોસ ચાલ્યા કરે, ને કોસિયાના 'ભલા મોરી રામા!' એવા બોલ સંભળાયા કરે. ઘણુનાં ઘણુ અહીં પાણી પીવા આવે. પાસે જ પીંપળા, લીંમડા ને આંબલીઓની ઘટા જામેલી. પાણી પીને બધાં ઢોર એની છાયામાં બેસે.

ઝાડની ઘટામાં વાંદરાઓની લંગાર રહે. હનૂમાનના આ વંશજો કદી સખણા બેસવાનું શીખેલા હોતા નથી. આખો દિવસ હુકાહુક, આ ડાળથી પેલી ડાળ, આ ઝાડથી પેલે ઝાડ ફર્યા જ કરે! નાનાં નાનાં ટીંણુકુડાં બચ્ચાંને મા છાતીએ વળગાડીને રાખે ને કદી છૂટાં મૂકી આઘી આઘી નાસે. બચ્ચું માને પકડવા દોડે. આમ છલાંગ મારવાની કેળવણી અપાય. આખરે છલાંગ મારતાં થાકેલા બચ્ચાને ખોળે લઈ ખવરાવે.

આમ વાનરોની નિશાળ એ વનરાજિમાં ને વૃક્ષ-ઘટામાં બેસતી.

આ વાનરોની બીજી નકલસમાં નરવાનરોની–બાળકોની નિશાળ પણ પાસે જ હતી. સાદી પણ સુંદર નિશાળ હતી. આંગણામાં નાનો એવો ફૂલબાગ હતો: ગુલાબ, મોગરો ને જાસુદના ફૂલછોડ ત્યાં ઊગ્યા હતા, ને જાઈ–જૂઈની વેલીઓ નિશાળના થાંભલે ચઢી હતી. નિશાળના આંગણામાં ને છાપરા પર આખો દિવસ મોર ટૌકા કર્યા કરતા. શાળાની એક તરફ એક પારસગુંદી ઊગી હતી ને આંગણામાં એક મોટો ઘેઘૂર વડ છાયા ઢાળતો હતો. છોકરાઓ પીંપળીદા રમવા

આવતા. મેં પહેલવહેલાં વિલાયતી નળિયાં આ નિશાળ પર જોયેલાં, ને વર્ષો સુધી મારી નિશાળની ગૌરવગાથામાં એ નળિયાંની વાત સંઘરાઈ રહેલી.

નિશાળની દખણાદી દિશાએ એક નાની ધર્મશાળા હતી. જેવી સગવડભરી તેવી સ્વચ્છ. એના આંગણામાં એક મોટો પીંપળો ને નાની મજાની લીંબડી હતી. રખડતા રઝળતા બાવા અતીત અહીં ધુણી ધખાવતા પડચા રહેતા. પડખે ગુલાબી કરેણના ચારેક મનોહર છોડ હતા. ધર્મશાળાની પરશાળમાં ગાડાં લઈ ને દાણો—દુણી લેવા–વેચવા આવેલ ખેડૂતો રાતવાસો રહેતા.

ધર્મશાળાને ચાર ઓરડીઓ હતી, એમાં રાજના સલાટ, કડિયા કે રામલીલાવાળા આવતા ત્યારે રહેતા. કોઈવાર દરબારગઢના જલસામાં ભાગ લેવા સોનપરી કે ફૂલપરી જેવી ગાનારીઓ આવતી. એ પંચરંગી હીરચીર ઓઢતી, પાન ચાવતી, હોકા પીતી. અત્તરનો તો ઘણો કાઢતી. અમને 'અરેબિયન નાઈટ્સ'ની વાર્તાઓની કોઈ હૂર એ રીતે જીવતીજાગતી જોવા મળતી.

ધર્મશાળાને ઘસાઈને એક માર્ગ જતો હતો, સાબરનાં વાંઘાઓમાં. ત્યાં આખે રસ્તે પીલુડી, ગુંદી, ને ચણીબોરનાં ઝૂંડ પડચાં હતાં. રૂપાળી દૂધે ભરી સાબર નદી પહોળા પટમાં વિસ્તરેલી હતી. મીઠા મીઠા મગફળીનાં ખેતરો ને ચીભડાના વાડા પથરાયેલા હતા. એ રસ્તેથી ગામતરે જતાં કદી થાક ન લાગતો. મસૂરી વાઘરણ ત્યાં ભારે નામાંકિત હતી ભલભલા એની જીભ પાસે હારી જાય, એવી બોલવામાં બારીસ્ટર હતી ! છતાં કેટલાંક

વાંધાં એવાં પણ હતાં કે જ્યાં જતાં ભય લાગતો. ગામમાં અવારનવાર સાપ નીકળે. જૈન મહાજનનું જોર એટલે કોઈ એને આંગળી પણ અડાડી ન શકે. એ બધા નાગને સાણસાથી પકડીને અહીંથી થોડે દૂરના વાંધામાં મૂકી આવવાના. એ નાગદાદાને અમે નવગજના નમસ્કાર કરતા, ને એ વાંધાં તરફ ભૂલચૂકે ન જતા.

ધર્મશાળાની બીજી બાજુ હરાયાં ઢોરને પૂરવાનો સરકારી ડબ્બો હતો. કોઈના ખેતરમાં પેસી ગયેલાં રખડતાં ઢોર પકડીને અહીં કબજે રખાતાં. ચારેક દિવસથી ડબ્બામાં એક રોઝ આવેલું. રાતે ખેતરમાં ચરતું હશે. ગાય સમજીને કોઈ ડબ્બામાં પૂરી ગયેલું. રોઝનો કોણ માલિક હોય? ગામનું મહાજન એને કોઈ પાંજરાપોળમાં મોકલવા વિચાર કરી રહ્યું હતું!

ફરતો ફરતો હું રોઝ જોવા પહોંચી ગયો. મોટી મોટી, જાણે કંઈ કહેવા માગતી હોય એવી એની આંખો, ને ઓશિયાળું એનું મોં! જાણે આપણને કંઈ કહેવું છે, પણ કહી શકતું નથી: એવું લાગ્યા કરે. એને શું કહેવું છે, એ એની મુખમુદ્રા પરથી વાંચવા હું મહેનત કરી રહ્યો હતો ત્યાં કોઈએ બૂમ મારી:

"એ રોઝ! શું કરે છે!" શબ્દોમાં બેવડો અર્થ હતો.

"કોણ રોઝ?" મેં જરા રોફથી કહ્યું ને પાછળ જોયું. એ તો મારા વર્ગનો ગિરજો જોશી હતો.

"આપણે તકરાર નથી કરવી. જે હોય તે. પણ એક મુદ્દાની વાત કહું, યાર! રામલીલા જોવા આવવું છે?"

"ક્યાં છે?" રામલીલાનું નામ સાંભળી મારું મન નાચી ઊઠ્યું.

"અંબોડ ગામમાં."

અંબોડ ગામ અમે ઊભા હતા ત્યાંથી બે ગાઉ છેટે હતું. વળી સાંજ થતી આવતી હતી. પેલા સાપ જ્યાં પકડીને છોડી દેવામાં આવતા હતા: એજ ટૂંકો રસ્તો ત્યાં જવાનો. બીજે રસ્તે થઈને જઈએ તો કાં તો અડધી રામલીલા પૂરી થાય ને ત્યાં પહોંચીએ: કાં તો અડધું ચાલતાં જ થાકીને ટેં થઈ રહીએ. હવે શું થાય? વળી હજી તો વાળુ કરવાનું હતું: ઘેર ખબર કહેવાની હતી: ને પગમાં જોડા પહેરી લેવાના હતા. આરતીમાં નાખવા એકાદ પાઈ કે પૈસો પણ આંટીએ ચઢાવી લેવાનો. રામલીલામાં અત્યારના સીનેમાની જેમ પહેલાં પૈસા ને પછી ખેલ એવું નહિ. રાય અને રંક સહુ જુએ. ખેલ ગમે તે નાટકવાળાઓને જમાડે, દક્ષિણા આપે, વસ્ત્ર-પાત્ર આપે-નહિ તો આરતીમાં-પાસે પહોંચતો હોય તો પાઈ પૈસો નાખે. ન નાખો તો ય વાહવા, નાખો તો ય વાહવા!

'ગિરજા! રામલીલા તો જોવી છે, પણ ઘેર જવું, ખાવું, રજા લેવી, પૈસો માગવા એમ કરતાં મોડું થઈ જાય.'

મુશ્કેલીથી મૂંઝાય એ બીજા, ગિરજો નહિ! દીકરો તો બ્રાહ્મણનો પણ બુદ્ધિમાં વાણિયાના દીકરાને આંટે એવો. એણે કહ્યું: "જો, ઘેર જવાની જરૂર નથી. મારા જોડા તને આપી દઈશ. ને નાસ્તો મારા ગજવામાં તૈયાર છે." એમ કહીને એણે તાજા પાડેલા આંબલીના કાતરા, મરચા મીઠાનું

પડીકું ને ગફુર વહોરાની દુકાનના શેકેલા દાળિયા કાઢ્યા. આજે તો નાસ્તામાં પીપરમીંટ, ચોકલેટ, ચવાણું ને બીસ્કીટ ફાફડા આવ્યાં, પણ એ દાળિયાની મીઠાશ કશામાંય નથી. વળી તાકાત તો ક્યાંથી મળે! અરે, જાણે જમાનો જ કેવો આવ્યો કે એવા બોર જેવડા મોટા દાળિયાનાં જ દર્શન દુર્લભ થયાં.

અમે વાળુ શરૂ કર્યું. દાળિયા બુકડાવતાં બુકડાવતાં ગિરજાએ કહ્યું: ‘ જો અશોક, હું તારા ઘેર થઈને આવ્યો છું. કહેતો આવ્યો છું કે અમે રાતે લેશન કરવા બેસવાના છીએ. મોડું થશે તો અશોક મારે ત્યાં સૂઈ રહેશે. ’

હું બ્રાહ્મણના બાળની અગમબુદ્ધિ પર વારી ગયો. આજ સુધી અમે એક વર્ગના વિદ્યાર્થી માત્ર હતા: હવે કાંઈક દોસ્તી તરફ જવા લાગ્યા. એ મારાથી એક વર્ષ નાનો હતો. મેં મારું મુરબ્બીવટ જાળવી રાખવા કહ્યુ: “ જો તું જૂઠું તો બોલ્યો ને! તને પાપ લાગ્યું ! ’

‘ તે કબૂલ છે! પણ ભગવાન ન્યાય તો કરશેને! પરમ દિવસે પેલા ડાઘિયા કૂતરાના મોંમાંથી ખીસકોલી બચાવી હતી, તે ખબર છે ને! સહુ જોઈ રહ્યા હતા. ડાઘિયાનું ડાચું તો જમના ડાચા જેવું, પણ કેવી હિંમતથી બચાવી! દોસ્ત અશોક, ભગવાન આ જૂઠા બોલ્યાનું પાપ ઉધારમાં લખશે, તો સામે ખિસકોલી જેવા જીવને બચાવ્યાનું પુણ્ય પણ જમે કરશેને! કહે, જમે-ઉધાર બેમાંથી કયું છાબડું નીચું નમશે? ’

હું શું જવાબ આપું? ગિરજા પર મને મનમાંથી

સ્નેહ છૂટવા લાગ્યો, વાળુ પતી ગયું હતું. સામે સૂરજ મહારાજ પણ ઢળી ગયા હતા. રામજી મંદિરમાંથી શંખનાં સ્વર આવી રહ્યા હતા. અંધારપટ બિછાતો જતો હતો.

'લે, અશોક, જોડા પહેરી લે,'

'ના, નથી પહેરવા. તું પહેરી રાખ!'

'ના ભાઈ ના, એ તો હવે તારે જ પહેરવાના. હું તને લઈ જાઉં છું: માટે મારે તને જાળવવો જોઈએ.'

'પણ હું તારાથી મોટો ખરો ને! તને ઉઘાડા પગે રાખી મારાથી જોડા કેમ પહેરાય?'

અમારી વચ્ચે રકઝક ચાલી: આખરે જોડા હાથમાં રાખી અમે હાથના આંકડા ભીડયા: ને આગળ વધ્યા.

'દોસ્ત, ઝપાટો લગાવ! વહેલા પહોંચીએ તો આગળ બેસવાનું મળશે.'

અમે ઝપાટો લગાવ્યો. વાંદરાની જેમ કૂદતા ઠેકતા આગળ ચાલ્યા. રાત પડી ગઈ હતી. તારાઓ પ્રકાશ વેરી રહ્યા હતા. બોરડીનાં ઝૂંડમાં પાકાં બોર ખાવા પેઠેલાં શિયાળિયાં અમને જોઈને નાસભાગ કરતાં હતાં. સાબરનાં ઊંચાં ને ઊંડાં કોતરો વચ્ચે એક પગદંડી ચાલી જતી હતી. મખમલ જેવી એ રેતી પર ચાલવું મનને આહ્લાદક હતું.

થોડીવારમાં અમે સરપવાળા કોઠામાં આવી પહોંચ્યા. અહીંથી હવે અંબોડ ગામ દૂર નહોતું. અડધાથી વધુ મજલ કાપી નાખી હતી, પણ આ એક ખેતરવા જેટલો મારગ કાપવો મનને ભારે લાગવા માંડયો. શ્વાસ ચઢી આવ્યો,

પગ ભારે થઈ ગયા, આંખો ચકળવકળ થવા લાગી. ભય તે આનું નામ! સાચેસાચ ભયનું કારણ આવીને ખડું રહે ત્યારે તો માણસ ડરતો નથી, એનો ઉપાય કરે છે: પણ ભયની કલ્પના જ માનવીના મનને મારી નાખે છે!

જરા ચાલીએ ને કંઈ દોરડી જેવું દેખાય કે તરત પાછા હઠી જઈએ. છાણનો પોદળો પડ્યો હોય તોય ચમકી ઊઠીએ. છતાં ન્યાયને ખાતર કહેવું પડશે કે ગિરિજો મારા જેટલો ડરતો નહોતો. સાવચેતી અવશ્ય રાખતો પણ જરા જરામાં બીકથી નબળો ન પડી જતો. આ બીકનાં સ્થળોમાં બે જણ હોઈએ તો વાત કરતા જવું ને એક જણ હોય તો ગાતાં ગાતાં જવું, એવો મારો અનુભવ હતો, નહિ તો મનનો માયાવી દેવ એટલો ભયકારી લાગતો કે એના બીક ભારથી હૃદય હારી બેસતું.

'ગિરિજા, નોળિયા પકડી શકાતા હશે?' મેં કહ્યું.

'હા.'

'બોડા મુખીના ખેતરમાં નોળિયા ખૂબ છે. પંદર–વીસ અહીં લાવીને છોડી દીધા હોય તો....પછી જરાય ડર નહિ.' અહીં એક વાતનો ખુલાસો જરૂરી છે. ઘરડાં ડોસીમાઓએ કહી રાખેલું કે રાતે સાપનું નામ ન લેવું. વાત નીકળે તો 'મોટો જીવ' એમ કહીને વાત કરવી. એટલે અમે સાપનું નામ અધ્યાહાર રાખીને વાત કરતા.

'એટલે....' ગિરિજાને હસવું આવ્યું: 'હાથે ન મારવા અને બીજા પાસે મરાવવા! અલ્યા, તમારા વાણિયાભાઈનો ધરમ ખરો!'

મારી ભૂલ મને તરત સમજાઈ. સ્વરક્ષાના પ્રયાસમાં માણુસ કેટલો હીન બની જાય છે, તેનો ખ્યાલ આવ્યો. પણુ મેં ‘ વાણિયા, વાણિયા, ફેરવી તોળ ! ’ કર્યું.

‘ તું ન સમજ્યો. મારું કહેવું એવું છે, કે આ લોકોને માથે બીક હોય તો, મારગમાં આડાઅવળા ન રખડે. કોઈના પગમાં ન આવે. પોતાના દરમાં પડયા રહે. આ તો એમના લાભની વાત છે. વાણિયા-બામણુ તો ઠીક, પણુ કોઇ હલકી વર્ણુની નજરે ચઢી જાય તો ત્યાં ને ત્યાં ઠાર કરી ન નાખે ? ’

‘ વાહ રે પરગજુ ! ’ ગિરિજો મોટેથી હસ્યો. મને એ હસવું મારા માટે અપમાનસૂચક લાગ્યું. મેં એનો હાથ છોડી દીધો.

‘ અરે યાર ! એમ હોય. એટલી વાતમાં ખોટું લાગ્યું! દોસ્તીમાં ખોટું લગાડવાનું ન હોય. મન મોટું રાખીએ તો જ મિત્રતા ટકે. ’ ને એણે મારો હાથ ખેંચી, જોરથી આંકડા ભીડયા. વાતવાતમાં અમે કોતર પસાર કરી ચુકયા હતા.

ભય પાછળ સરી જતાં અમે દોડયા.

રામલીલા શરૂ થઈ ગયાની ભૂંગળો સંભળાઈ રહી હતી. રાવણુના હોંકારા કર્ણુગોચર થતા હતા.

# રામે રાવણ માર્યો !

## [ ૩ ]

વાહ રે ભડના દીકરા !

દશમાથાના રાવણને મારવા કેટલાય દિવસથી ન જાણે કેટલીય મહેનત ચાલતી હતી: પણ કોની માએ સવા શેર સૂંઠ ખાધી છે, કે એનો વાળ પણ વાંકો કરી શકે ! એ એક હોંકારો કરે કે બિચારાં વાંદરાં પૂંછડી દબાવીને ભાગે. એક ખોંખારો ખાય કે ટોળે વળેલાં રીંછડાં રફુચક્કર ! સહુ કહેતાં કે એના પેટમાં અમૃતકૂંપો છે. એ કેમ મરે ! એના લોહીની એક બુંદ પડે તો એમાંથી એક હજાર રાવણ પ્રગટે !

છતાં ય એને મારવા કેટકેટલાં મેદાને પડ્યાં હતાં. જેની આરતી ઊતરતી, જેની પૂજા થતી, વારંવાર જેના જયજયકાર થતા: એ ભગવાન રામ, એનો ભાઈ લખમણ ને એનો અંગરક્ષક હનૂમાન. દિવસોથી બધાં કાહ્યાં કાહ્યાં

*સવાશેર સૂંઠની કહેવત પાછળ ભારે અર્થ રહેલો છે. પ્રસુતિ પછી માતા શારીરિક શક્તિ મેળવવા સૂંઠના લાડવા ખાતી: ને શેર પોણો શેર સૂંઠ સાથે લગભગ એકાદ ડબ્બો ઘી પણ ખવાતું. એવી સશક્ત માતાને પેટે જન્મેલો બાળ સશક્ત હોય એવી ભાવના.

હતાં. સહુ રાવણને રણમાં રોળવા મથી રહ્યાં હતાં. પણ પેલો માડીજાયો ગાંજ્યો જાય તેમ નહોતો.

રંગ છે રાવણ તારી જનેતાને! એક તરફ એકલો તું ને બીજી તરફ આટલા બધા! હું મનમાં ને મનમાં રાવણનો પક્ષકાર બની ગયો. એમાં વળી એણે ભારે પરાક્રમ કર્યું. લડતાં લડતાં રાવણે બરાબર તાકીને સાંગ (ભાલો) મારી, લક્ષ્મણની છાતીમાં! બિચારો લક્ષ્મણ ચત્તોપાટ!

અરે, છોકરાંથી તે છાશ પિવાતી હશે!

રામના લશ્કરમાં ભારે હાહાકાર વર્તી ગયો. વાંદરાં હુકાહુક ને રીંછડાં છીંકાછીંક કરવા લાગ્યાં. રામે તો ભારે વિલાપ આદર્યો.

"લીલી રે હજો લીંબડી: શીતળ તેની છાંય;
બોલકણા તે હજો બાંધવા, તોય પોતાની બાંહ્ય."

'અરેરે! રાંડીરાંડનો જમાઈ લાગે છે!' મારા મોંમાંથી ગ્રામ્ય ભાષામાં બોલાઈ ગયું. 'આને તે ભગવાન કોણ કહે? ભાઈ મરવા પડ્યો છે, ભાઈનો મારનાર સામે ઊભો ઊભો મૂછો મરડે છે, ને આ મોં વાળવા શું બેઠો?'

'એ, અશોક, એમ ન બોલીએ. પાપ લાગે.' ગિરજાએ મને ટકોર કરી.

'સાચું બોલવામાં ય પાપ! આ બે હાથનું ય છેટું નથી. છૂટો ઘા કરે તોય ખેલ ખલાસ થઈ જાય. ભલા, ભગવાનનીય મતિ મૂંઝાઈ જતી હશે? આ મને કહે તો....' ને હું ઊભો થઈ ગયો.

'ધીરો પડ. તાતો (ગરમ) થા મા! આ તો નાટક છે. જોતો તો જા! આ રામ જ રાવણને મારશે.'

'ન બને! એ નહિં મરાય.'

'જરૂર મરાશે.'

'આવી જા શરત પર!'

'શરતમાં તું હારી જઈશ. રામ રાવણને જરૂર મારશે.'

'અરે, આવો બળવાન, બહાદુર, હિંમતબાજ ને સોનાની નગરી લંકાનો સ્વામી રાવણ મરાશે? શું કારણ?'

'કારણનું પૂછે છે? કારણ તો મજબૂત છે! એણે પારકાની સ્ત્રી ઉપર નજર નાખી છે!'

'નજર નાખી એટલે?'

'એણે બીજાની સુંદર સ્ત્રી ઉપર ખરાબ ઈરાદાથી મેલી નજર નાખી. એ એનું પાપ. આવો માણસ ગમે તેવો બહાદુર હોય તોય મરવાનો! એનાં પાપ એને પોગી વળવાનાં.'

અરે, ગિરજાએ ભારે રહસ્ય કહ્યું, વેદમંત્ર જેવું! પારકી સ્ત્રી પર કુડી નજર નાખવી એ પાપ. એ પાપ પાપીને–પછી એ ગમે તેવો ન હોય જરૂર ગળી જવાનું. એ રાતે આજના જમાનાની દૃષ્ટિએ ગાંડીઘેલી, ઠામઠેકાણા વગરની રામલીલામાંથી આટલો સાર લઈ ને અમે ઊઠ્યા. પછી તો ખરેખર રાવણ રોળાયો. એનાં દશ મસ્તક કપાઈ ગયાં. રામની આરતી ઊતરવા લાગી.

આરતીમાં સહુએ પાઈપૈસો નાખ્યાં. અમે ખાલી ખિસ્સે હતા. દર્શન કરીને બહાર નીકળી ગયા. આરતી લઈ ને

ફરનારો આવે ને અમે કંઈ પાઈ-પૈસો નાખી ન શકીએ, એ શરમથી બચવા માગતા હતા.

રામલીલા ખતમ થઈ ત્યારે રાતના બે વાગ્યા હતા. અંધારી બારશનો ચંદ્ર હજી ઊગ્યો નહોતો. આંખમાં ઊંઘ ચડી બેઠી હતી. બગાસાં પર બગાસાં આવી રહ્યાં હતાં.

'અહીં મારી ફઈ રહે છે. ચાલ, થોડી વાર ત્યાં જ સૂઈ રહીએ ને વહેલી પરોઢે ચાલી નીકળશું.'

હું પણ થાક્યો હતો. ગિરજાની દરખાસ્તને તરત વધાવી લીધી. અંબોડ ગામ અમારા ગામથી પણ બહુ ઊંચી ભેખડ પર વસ્યું હતું. બામણવાડો એવી એક ભેખડના છેડે હતો. અમે ત્યાં પહોંચ્યા ત્યારે ગિરજાનાં ફઈ ફળીમાં સૂતાં હતાં. તેમણે એક ખાટલો ને એક ગોદડું અમને કાઢી દીધું.

ગિરજાનો સહવાસ મને ગમી ગયો હતો. અમે જોડાજોડ સૂતા. ઉપર તારા સામે જોતા જોતા વાતો કરી રહ્યા. ગિરજાએ કહ્યું, 'આ રામલીલામાં મારા સગા પણ છે. આપણે પણ થોડા મોટા થઈને રામલીલા કરશું. તું લક્ષ્મણ થજે, હું રામ થઈશ.'

ભાવિની સુંદર કલ્પનામાં અમે રાચી રહ્યા. ભેખડના છેવાડે એક પીંપળાનું ઝાડ ઊગ્યું હતું. ચંદ્રની આછી આછી ઊગી રહેલી રેખ એની ડાળોમાંથી દેખાતી હતી. અમે ભાવિ સૃષ્ટિમાં મશગુલ હતા, ત્યાં પીંપળા પર બેઠેલું ઘૂવડનું બચ્ચું બૂમો પાડવા લાગ્યું.

આનંદ સરોવરમાં સફર કરી રહેલું મારું મન અચાનક ભયથી ભરાઈ ગયું. એની બોલી મને સદા ભયંકર લાગતી.

'ગિરજા, કેવું ભયંકર બોલે છે ! આ પ્રાણીથી ત્રાહ્ય તોબા !'

'અરે ભીરુ ! ઘૂવડનું બચ્ચું બોલે એમાં ભયંકર. જીવ માત્રને ભગવાને જીભ આપી છેઃ તે શું ન બોલે ! તને બીક લાગતી હોય તો લે ત્યારે ઉડાડી મૂકું !' ને ગિરજો ઊઠયો. એણે પાસે પડેલું માટીનું ઢેકું ઉપાડયુંઃ ને ઘા કરવા જાય છે, ત્યાં મેં એનો હાથ પકડી લીધો.

'હાં, હાં, ગિરજા! મોતના મોંમાં હાથ ન ઘાલ. જો તું ઢેફાનો ઘા કરીશ, તો એ ઢેકું લઈ જઈને કૂવામાં નાખશે. ઢેકું ગળતું જશે એમ તું ગળતો જઈશ. એના કરતાં એને કહે, કે 'જા, જા, જાણું છું કે તારી માએ તને માણા મીઠાએ વેચાતો લીધો હતો એ કે ?'

ગિરજો હસ્યો, ઘૂવડ કરતાંય મોટે અવાજે ! 'એ વાણિયાભાઈ, તમે તો મોટા જીવને મારનારા ને નાના જીવને પાળનારા ! દયાધરમી કોઈ તમારા વડવાએ આ બધા વહેમ ફેલાવ્યા હશે. એમનો જ પ્રતાપ છે, કે મીઠી નિદ્રાને કર્કશ અવાજથી ભંગ કરનાર આ બદશિકલ પ્રાણીને લોકો જીવતું રહેવા દે છે ! નહિ તો જેમ માણસ માકડને પકડી પકડીને ઠેકાણે પાડે છે, એમ આને પણ પકડી પકડીને દેશવટો આપ્યો હોત. જો આ કરું છું ઘા !' ને ગિરજાએ તાકીને ઘા કર્યો. પીપળાની ડાળ જોરથી હાલી ઊઠી.

કહુક, કહુક કરતું પેલું ઘુવડનું બચ્ચું નીચે પડયું. ગિરજો દોડયો ને જોતજોતામાં એને પકડીને લઈ આવ્યો.

મને રાક્ષસ રાવણને ય ચાર તસુ ચઢી જાય એવો ગિરજો દેખાયો. સાહસી સિંદબાદ, અરેબિયન નાઈટ્સમાં ઘડામાં રાક્ષસને લઈ આવતો હોય તેવી ભ્રાન્તિ થઈ. ગિરજાના પગ અડધા આકાશ જેવડા ને માથું આભને મોભારે અડતું દેખાયું. એના લાંબા લાંબા હાથમાં પીળી આંખોવાળો રાક્ષસ દેખાયો. એણે તો ઘુવડના બચ્ચાને લાવીને મને આપવા માંડયુ. હું બે ડગલાં પાછો હઠયો. અર્ધમીંચેલી આંખે ઘુવડ તરફ જોઈ રહ્યો.

અરે, ભારે ભયંકર દેખાવ! મોં તો માણસ જેવું! પીળી પીળી અંધારામાં ચમકતી આંખો. નાક પણ ભારે વરવું.

'લે, અશોક! આ તારો દોસ્તદાર. ડરીશ મા!'

હવે તો આબરૂનો સવાલ હતો. સમોવડિયામાં હલકા દેખાવું ભારે શરમજનક હોય છે. મેં મારી તમામ હિંમત એકઠી કરી. તમામ બળ હાથમાં સંચિત કર્યું. હૃદયમાં તમામ દેવદેવીને તાકીદે મંત્ર-ઓર્ડીનન્સ દ્વારા મદદે આવવા આવાહન આપ્યું, ને હાથ લાંબો કર્યો. ગોવર્ધન પર્વત ટચલી આંગળી પર તોળી લેનાર મહારથી કૃષ્ણને પણ આટલું જોર જમાવવું પડયું નહિ હોય. હાથમાં ઘુવડનું બચ્ચું લીધું, એક પળ તો પૃથ્વી સરતી લાગી. હું ફરતો લાગ્યો. મગજમાં કડાકા થવા લાગ્યા. નસેનસ ખેંચાવા લાગી. આંખો તો સ્થિર જ ન થાય.

'અશોક! મંછા ભૂત ને શંકા ડાકણ! જેનું મન

હાર્યું એ જગત હાર્યો. મન મજબૂત હોય તો ખુદ જમ-રાજા પણ એક વાર તો પાછો વળી જાય.'

મરતાના મોંમાં અમૃતબિંદુ જેવા આ શબ્દો હતા.

'આપણે તો જન. જનને બિચારાં જાનવર શું કરી શકે? હું તો મસાણમાં ય ગયો છું, ઘોરોમાંય ફર્યો છું. વનવગડા પણ ખુંદ્યા છે. માણસનું મન મજબૂત હોય તો કદી કોઈ હેરાન ન કરે.'

હું સ્વસ્થ થઈ ગયો. છેલ્લી ધ્રૂજારી મારા દેહમાંથી સરી ગઈ. મેં ઘૂવડના બચ્ચાને હાથમાં લીધું. થોડી વાર એનું નિરીક્ષણ કર્યું. બીક માત્ર જાણે ચાલી ગઈ હતી. લાંબા વખતનો રોગી જેમ રોગમાંથી મુક્ત થાય એવી મારી દશા હતી.

'છોડી દે બિચારાને! એની મા ક્યાંય ખોજતી હશે.'

મેં હાથ ઢીલો કર્યો. દૂર દૂરથી ઘૂવડનો એકધારો અવાજ આવી રહ્યો હતો. બચ્ચું એ દિશામાં ઊડી ગયું. અમે ખાટલા તરફ આવ્યા, ને પાછા સૂતા. બંનેની આંખ-માંથી ઊંઘ ઊડી ગઈ હતી. આ પછી તો ગિરજાએ ઘણી ઘણી વાતો કરી, એમાં ઘૂવડની હતી, ફાવરીની હતી, માસ્તરની હતી, નિશાળની હતી, ને છેવટે કૃષ્ણ, શિવાજી ને પ્રતાપની પણ ચર્ચા હતી.

આજે મારા જીવનનો સહુથી વધુ આનંદનો દિવસ હતો. એક રામે રાવણ મારીને જેટલો આનંદ નહિ માણ્યો હોય—એટલો આજ મારા આત્મા-રામે બીકરૂપી રાવણને હણીને માણ્યો.

નિર્ભય ગિરજાએ મને ભયરહિત બનાવ્યો. દિવસે વાઘ અને રાત પડે રાંક બની જનારો હું આજ દલબહાદુર બન્યો. વાતવાતમાં બીકથી થરથર ધ્રૂજતા મારા કાળજાને એણે કઠિન બનાવ્યું.

છતાં મારી જાતને, ન્યાય આપવા ખાતર પણ, મારે એક વાત કહેવી જોઈએ. પૃથ્વીના પટ પર એક વાત એવી પણ હતી, કે જેનાથી મારું રૂવાટું પણ ન હાલતું–ને ગિરજો થરથર ધ્રૂજતો.

અને તે વાત નિશાળની!

નિર્ભય ગિરજો આ એક વાતે લાચાર હતો. નિશાળનું નામ પડતાં એ ગરીબ ગાય થઈ જતો. એના ટાંગા ધ્રૂજવા લાગતા. જીભ થોથરાતી. એને લેખાં–પલાખાં વીંછીના ડંખથી પણ ભારે વેદના કરતાં. ગણિત ગણતાં ચક્કર ચડતાં. ને પાઠ લખતાં ડરમાં ને ડરમાં ખડિયો ઢોળાઈ જતો.

એ ઘણીવાર કહેતો: ' અશોક, બ્રાહ્મણ તો ઋષિનું સંતાન. અભિમન્યુ જેમ માના પેટમાં જ લડાઈના દાવપેચ (ચક્રાવા–ચક્રવ્યૂહ) શીખીને આવેલો, એમ અમે પણ માના પેટમાંથી જ સરસ્વતી સાધીને અવતરીએ. અમારે વળી નિશાળ શી, ને શિક્ષક શા! ગુરુણામ્ ગુરુ બ્રાહ્મણ, એનો ગુરુ તે વળી વાણિયો, મોઢ કે પટેલ હોય? એ તો આ કળિયુગ છે: નહિ તો આ લેખાં–પલાખાં જે વાણિયાની વિદ્યા છે, એ અમારે ભણવાની હોય? આ ઇતિહાસ જેમાં આર્ય કરતાં મ્લેચ્છોનાં નામ વધુ આવે, એ વળી અમારે શીખવાના શા! અમારી જીભે તો સરસ્વતી વસે! અરે! આ

નકામી ભૂગોળ સાથે અમને ભૂદેવોને શી નિસ્બત ! પૃથ્વી ફરતી હોય કે ગોળ હોય—બ્રાહ્મણના આશીર્વાદ છે, ત્યાં સુધી એ સલામત છે, પછી બીજી શી પરવા છે !'

પણ ગિરજાની વાત મારા જેવા બેચાર ગોઠિયા સિવાય કોઈ સાંભળતું નહિ. શિવાજીની વાત પરથી અમે નિશાળની વાત પર આવી પડ્યા, ને સુદામાજીનો વંશજ ગિરજો રાંક બની ગયો.

'ભાઈ, એક આ નિશાળથી ત્રાહ્ય તોબા છે !'

'અરે, નિશાળની બીક રાખીશ મા !' મારી બહાદુરી પ્રગટ કરવાનો સમય આવતાં મેં તક ઝડપી લીધી. 'નિશાળનો ભાર મારે માથે !'

'નિશાળનો ભાર જો તું માથે લેતો હોય, તો આખી પૃથ્વીનો ભાર મારે માથે !'

ગિરજો મારા આશ્વાસનથી નિશ્ચિંત બન્યો. હું તો પહેલેથી નિશ્ચિંત બની ચૂક્યો હતો.

થોડીવારમાં અમે ગાઢ નિદ્રામાં પડ્યા.

# વાણિયાભાઈની દોસ્તી

[ ૪ ]

મોડા મોડા સૂતેલા અમે, મોડા મોડા જાગ્યા. ઉજાગરો ને થાક અમારાં પોપચાં દબાવીને બેઠા હતા. અમારી સાથેના બીજા જાગીને ક્યારે ચાલ્યા ગયા, તેની કંઈ સૂધ ન રહી.

અમે ઊઠયા ત્યારે પૂર્વ દિશામાં અરુણે આવીને આકાશ રંગી નાખ્યું હતું. ગિરજાએ કહ્યું: 'આપણે ઝટ ચાલી નીકળવું જોઈએ, નહિ તો નિશાળે મોડા પડીશું.' મોડા પડનાર વિદ્યાર્થીઓ માટે ન જાણે શી શી શિક્ષાઓ ! ગેરહાજર તો રહેવાય જ નહિ ! નહિ તો પછી જે વીતે તે ખરી ! માંદા પડવાની તો જાણે મનાઈ! અને આશ્ચર્ય તો એ હતું કે આજે જેમ વિદ્યાર્થી વર્ષમાં ત્રણ મહિના તો માંદો રહે જ છે, એમ અમે વર્ષમાં ત્રણ દહાડા પણ માંદા ન રહેતા. કેટલીક વાર તો કોઈ ને તાવ આવતો, ને માસ્તર એને ઘેર રહેવાની રજા આપતા: ત્યારે તાવવાળા ભાગ્યશાળી વિદ્યાર્થીની અમે ઈર્ષ્યા કરતા.

ગિરજાને નિશાળ માટે મેં પહેલાં કહ્યું તે કારણસર સારો અભિપ્રાય નહોતો. એ કહેતો: 'આકાશમાં ધરમ

રાજાની કચેરી છે. એમાં પુણ્યવાનને પાંચ પકવાન જમવા મળે છે, ને પાપીઓને રૌરવ નરકમાં નાખે છે. નરકમાં નાખનાર કઠોર કાળજાવાળા પરમાધામીઓ હોય છે. પાપીને એ પીલે છે. ગુનામાં આવું છું ત્યારે મને પેલી આકાશી કચેરી યાદ આવે છે. આપણો મોનીટર એ વેળા મને પરમાધામીનો અવતાર લાગે છે, ને માસ્તર સાક્ષાત જમરાજ!'

હું કહેતો: 'એમ ન બોલીએ. માસ્તર જમરાજ નહિ ધરમરાજ. જમરાજ તો જીવ લે, આ તો આપણામાં સાચો જીવ મૂકે છે! વિદ્યા વિનાના નરમાં ને પશુમાં શો ફેર!'

ગિરજો આ વેળું નાકનું ટેરવું ફુલાવતો. બ્રાહ્મણના બાળને—ઋષિના સંતાનને વાણિયો શું ઉપદેશ દેવાનો હતો!

પણ આ તો બીજી વાત થઈ. અમે માથે ટોપી ઘાલી, ફૈઈની રજા લઈ ચાલી નીકળ્યા. પૂર્વ દિશાનુ દ્વાર ખુલી ગયું હતું, ને સૂરજદેવ ચડે ઘોડે આવી રહ્યા હતા. આડ રસ્તે (આડભેટે) ન ચાલીએ તો વખતસર પહોંચવું મુશ્કેલ હતું.

એક મોટી ઘેઘૂર આંબલી પાસેથી રસ્તો ફંટાતો હતો. અમે ટૂંકો વાંઘાં કોતરોમાં થઈને જતો રસ્તો પસંદ કર્યો. મોટી મોટી ડાંફો ભરતા અમે ચાલતા હતા. અડધોએક રસ્તો કાપ્યો હશે કે ગિરજાએ એકાએક મારો હાથ પકડયો ને મને થોભાવ્યો.

એણે ધીરેથી મને કહ્યું: 'પેલી જાંબુડી પર કંઈ દેખાય છે?'

દિવસ ઉગતો હતો. પ્રકાશ ધીરે ધીરે પથરાઈ રહ્યો હતો. પ્રકાશમાં એ લીસી જાંબુડી પર નજર ઠેરવીને કહ્યું:

‘ એક વાંદરો બેઠો છે. આપણે તો ભૂખડી બારશ જેવા છીએ, ને એ મારો બેટો મજાનાં જાંબુ ખાતો હશે. બેચાર આપણે ય ચાખતા જઈએ.”

‘ અશોક, બીજી ગરબડ નહીં. જો તો, એ જાંબુડીના થડ પાસે નીચે કંઈ દેખાય છે ?’

‘ હા, એક મોટો કૂતરો ઊભો લાગે છે. અરે, આ તો પેલા મગરનાં આંસુવાળી વાતનો વાંદરો ને મગર ! ફેર એટલો કે મગરના બદલે અહીં કૂતરો છે. કૂતરાભાઈ વાંદરાભાઈનું જાંબુ ખાવાથી ગળ્યું મધ બનેલું કાળજુ ખાવા કંઈ તરકીબ સોચતા લાગે છે.’

‘ ઘેલો છે ઘેલો. કોઈ દહાડો આમ ને આમ માર્યો જઈશ. એ કૂતરો નથી—નાર છે. સાતનારી સાંભળી છે ?’

‘ સાત નારી ?’ મારો શ્વાસ ભારે થવા લાગ્યો. ‘ એ તો સાત હોય. એક નાર એટલે કંઈ નહિ, ને સાત થાય એટલે સિંહને પણ હંફાવે.’

‘ બીજા નાર આટલામાં જ સંતાયા હશે. વાંદરાની તાકમાં છે. નીચે ઊતરે એટલી વાર.’*

---

*ગામડાંગામનાં આ ભયસ્થાનો કરતાં ભર્યાં શહેરમાં–ભરી વસ્તીમાં ચાલવાનાં ભયસ્થાનો ભારે લાગ્યાં છે. પગથીથી નીચે ચાલીએ તો પોલીસ પકડે, આડું અવળું જુઓ તો કોઈથી અથડાઈ પડો, ને ‘એય ગામડિયા ગમાર’ની ગાળો ખાવી પડેઃ રસ્તો ઓળંગતા ન જાળવો તો જીવના જાવ. સડક એવી લીસી કે ચાલતાં લપસી જવાય ને હાથપગ ભાંગે. શહેરના રોગદોગ પણ ભારે વિચિતર !

અમે થોડીવાર લપાઈ રહ્યા, પણ સ્થિતિમાં ઝાઝો ફેર ન પડયો. બલ્કે એકને બદલે ત્રણ નાર બહાર નીકળી આવ્યા ને ઘુરકિયાં કરી રહ્યા. વાંદરો બિચારો અધમૂઓ થઈ ગયો હતો. પાસેનું ઝાડ જરા દૂર હતું: ને એ કૂદવાની હિંમત કરી શકતો નહોતો. બીક એવી વસ્તુ છે, કે માણસનું બળ ને બુદ્ધિ બંને હણી નાખે છે. ધારે તો કૂદી શકે એમ હતો, પણ ગિરજાએ સાચું કહ્યું હતું કે મનકે હારે હાર હૈ, મનકે જીતે જીત!

એક તરફ આ ભય, બીજી તરફ નિશાળમાં મોડા થવાની બીક. અરે, પેલો બાડીઓ પરમાધામી (મોનીટર) શોધમાં પણ નીકળી ચૂકયો હશે. ઘેર ખબર પડશે તો એકના બદલે બે આફત ઊભી થશે.

પાછા ફરવું? આ રસ્તો છોડી દેવો? તો તો ઘણું મોડું થઈ જાય. અમે બંને ચૂપચાપ ખડા હતા, પણ અમારું મન અનેક વાતો કરતું હતું. અચાનક ગિરજાએ એક પાણો ઉપાડયો. ખૂબ જોરથી તાકીને વાંદરા પર ઘા કર્યો. એ તાકોડી તો હતો જ. રાતે જ મેં પરીક્ષા કરી હતી: પણ તેનું આ કૃત્ય મને ન ગમ્યું.

'અલ્યા બ્રાહ્મણ છે કે કોણ? વાંદરા પર પથરો મારવાનો હોય કે પેલા દુષ્ટ નાર ઉપર.' હું ક્રોધે ભરાયો: પણ મારા ક્રોધની પરવા કર્યા વગર ફરીથી ગિરજાએ પહેલાં કરતાં વધારે જોરથી ઘા કર્યો.

બિચારા વાંદરાને બે તરફથી મોત આવ્યું. ઘા બરાબર આવતા હતા. ઝાડ પર રહેવાય તેમ નહોતું. આખરે એણે

મોત સામે જોયું. મરણિયો શું ન કરે ? જાંબુડીના ડાળ પરથી એણે છલંગ દીધી.

પણ ઝાડ દૂર હતું. વાંદરો ઠેક ચૂક્યો. નીચે પડયો ને જેવો નીચે પડયો એવા બધા નાર એના તરફ લપક્યા. અરર, બિચારાને પકડીને ફાડીખાધો સમજો ! રે દુષ્ટ બામણુ, તને એક નિર્દોષની હત્યા લાગી સમજો. પછી ગંગાસ્નાન કરીશ કે ગાયત્રીસ્મરણ કરીશ, પણ એ હત્યા ફોક નહીં થાય.

વાંદરાએ પણ મોત સામે જોયું, ને આંધળુકિયા કરી છલાંગ દીધી. જઈને બીજા ઝાડની ડાળ પર બાઝયો. હવે તો બીજાં ઝાડ નજીક નજીક હતાં. ઉછળીને બીજા ઝાડની ડાળી પર, ને ત્યાંથી ત્રીજા–ત્રીજાથી ચોથા ! નાર એની પાછળ પાછળ ચાલ્યા. ગિરજાએ મારો હાથ પકડયો, ને મને ખેંચ્યો. અમારો રસ્તો નિર્ભય થયો હતો. હું આ દુષ્ટ બ્રાહ્મણના છોકરા પર દાઝ કાઢવા ચાહતો હતો, પણ ભયમાં ને ભયમાં એની પાછળ ઘસડાયો.

આ દોસ્તી મને અસહ્ય થઈ પડી. એના હાથનાં આંગળાં પણ મને દઝાડતાં લાગ્યાંઃ બ્રાહ્મણ થઈને કેવો નીચ કામો ! ઘૂવડને હેરાન કર્યું. પણ એ બરાબર હતું. કારણકે મારું દિવસોનું એ દુશ્મન હતું: પણ આ બિચારા નિર્દોષ વાંદરાને શા માટે હેરાન કર્યો ?

વાંઘાં ચઢતા–ઉતરતા, લથડતા–લપસતા અમે ગામને ભાગોળે આવી પહોંચ્યા. અમારો શ્વાસ ધમણની જેમ ચાલતો હતો. ભાગોળમાં સુંદર વેકુર હતી, બંને જણા એના પર બેસી ગયા. મારા મોં પર રોષનાં ચિહ્ન હતાં.

શ્વાસ હેઠો બેસતાં ગિરજાએ કહ્યું: 'અશોક, તને મારું આ કામ દુષ્ટ લાગ્યું હશે: પણ વિચાર કરીને જોઈશ તો તને લાગશે કે એથી તારો, મારો ને પેલા વાંદરાનો, ત્રણેનો જીવ બચ્યો.'

'કેવી રીતે? મને બનાવીશ નહીં. હું પણ ગામડામાં મોટો થયો છું.' શહેરી જેમ ગામડિયાની મશ્કરી કરે છે: એમ ગામડિયા પણ શહેરીની મશ્કરી કરે છે.

'પેલો વાંદરો બીકથી અધમૂઓ થઈ ગયો હતો. જો પથરો ન માર્યો હોત તો ઠેક મારવાનું એને ન સૂઝત. અને જ્યાં સુધી એ ઝાડ પર બેસી રહેત, ત્યાં સુધી નાર આપણા રસ્તાની વચ્ચેથી આઘા ન જાત. જોગેજોગે આપણા પર નજર પડી જાત તો, આપણો પીછો લેત. મારા ઘાએ મૂંઝાયેલા વાંદરાને મતિ સૂઝાડી. પછી તો મરણીઓ જીવ બધું કરે. એ કૂદ્યો ને બીજે ઝાડે ચઢયો. નાર રસ્તો છોડી એની પાછળ ગયા પણ વાંદરાને હવે નાસવાનો લાગ મળી ગયો એ બચ્યો ને આપણે પણ બચ્યા.'

આ ખુલાસો સાંભળી હું ગિરજા પર પ્રસન્ન થઈ ગયો. 'વાહ, મારા દોસ્ત!' કહી ગળે વળગી પડચો!

'જોઈ તારી દોસ્તી! વાણિયાભાઈની દોસ્તી ને! ઘૂવડને પથરો માર્યો, એ ગમ્યો: ને વાંદરાને માર્યો એમાં ચિડાયો. આપણો દુશ્મન તે સહુનો દુશ્મન ને સહુનો દુશ્મન એ આપણો મિત્ર હોય તો બસ થયું: ન કંઈ કહેવાનું, ન કંઈ કરવાનું! કેવી નિર્માલ્ય તમારી દયા!' ગિરજો મોટેથી હસ્યો.

અમે ઊઠયા. એકશ્વાસે દોડયા. સાંજના ભૂખ્યા હતા, તોય ભૂખ ન સાંભરી. પૂરું ઊંઘ્યા નહોતા તોય આળસ ન ચઢી: હાથ મોં ધોયાં નહોતાં, એનીય પરવા ન કરી!

અમારે તો ઝટ નિશાળે પહોંચવું હતું.

સામેથી પરમાધામી (મોનીટર) ચાલ્યો આવતો હતો. અમે એના દારુણ પંજામાં ન આવવા આડે રસ્તે છટકી ગયા.

## મેરી મટ્ટી પલીત કી!

[ ૫ ]

કુછું છને, પારકાનું જોણું ને વગોણું સહુને વહાલું લાગે. હવે આગળ બીજી વાત શરૂ કરીશ, તો તમે જ વચ્ચે બોલી ઊઠશો, કે અરે, પેલી વાત તો અધૂરી રહી. રામલીલાનો શોખ પૂરો કરીને આવ્યા પછી, નિશાળમાં ને ઘરમાં તમારી શી વલે થઈ એ તો કહો ! પણ આવી વાતમાં તો 'તેરી ભી ચૂપ ને મેરી ભી ચૂપ' ભલી ! છતાંય માનો કે અમને કંઈ સજા થઈ હોય તો પણ પેલી માણેલી મજાની તોલે એ કંઈ હિસાબમાં નહોતી. અમારા એ દિવસો રંગીન હતા, રાતો રસ-માધુર્યભરી હતી.

વળી નવી વાતોમાં પડ્યા, ને જૂની વાત બહુ જલદી ભુલાઈ ગઈ. થોડા દિવસથી અમારી નિશાળમાં વાતો આવતી હતી, કે મીરખાં નામનો એક સિંધી બહારવટે નીકળ્યો છે. એની સાથે પાણીપંથા ઘોડા છે. જોજનવેગી સાંઢો છે. બાર બાર ને પંદર ભડાકા કરે એવી વિલાયતી બ્રીજલોટ બંદૂકો છે. એની દીકરીય સાથે બહારવટે ચડી છે. રોજ એક ગામ ભાંગે છે. ભરી બજારે દાયરો જમાવે છે, કસૂંબા-કાવા લે છે. વેપારીના ચોપડા બાળે છે. મુખીમતાદારનાં નાક-કાન કાપે છે!

આ વાતોમાં અમારી ખૂબ ઈંતેજારી હતી. ભારે રસથી બધી વાતો સાંભળતા. ચોર, ડાકુ ને બહારવટિયા વિષે માત્ર દાદાજીની વાતોમાં સાંભળેલું. કેવા હશે ને કેવા નહિ. એની તો માત્ર અમારી કલ્પનાઓ જ અને તે કલ્પનાઓ પણ કેવી! આજે તો કહેતાંય હસવું આવે છે!

એક દહાડો ગામનો રસ્તો ખરાબ થઈ ગયેલો, એની મરામત કરાવવા માટે જેલના કેદીઓને ત્યાં લાવવામાં આવેલા. પગે જંજીર ને હાથે બેડી જડેલી. શરીર પર જાંગિયો, ચડ્ડી ને માથે ધોળી ટોપી (ગાંધી ટોપીનું સર્જન એ પછીનું) પહેરેલી. અમારામાંના એકે કહ્યું: "અરે, ચોર તે કંઈ આવા હતા હશે! આ બધાને તો આપણાં જેવાં જ નાક–કાન, હાથ–પગ ને આંખ–મોં છે."

કહેનારનું કથન સાચું હતું. અમે માનતા હતા કે ચોરના પગ તો ઊંટ જેવા ઊંચા હોય, નહિ તો ભલા ગમે તે માળે નીસરણી મૂક્યા વગર શી રીતે ચઢી શકે. વળી એના હાથ રબારીની વાંસી જેવા લાંબા ને ધારદાર હોય, નહિ તો ગમે ત્યાં મેડી–માળિયે છજે–ઝરૂખે પહોંચી પેટી, સંચ કે પટારો ખોલી માલમિલકત કેવી રીતે લઈ જાય! એની આંખો બિલાડી જેવી હોય, જે રાતે દી જેવું ભાળે, એના વાળ શિહોળિયા જેવા હોય, હાથના પંજા વરૂ જેવા નહોરવાળા ને દાંત હાથીના દંતૂશળ જેવા હોય! નક્કી, આ સિપાઈ ઓ કોઈક ઉપર દગો હશે, તે ભળતાને પકડી લાવેલા.

ચોર વિષેની અમારી કલ્પનાઓ ત્યાર પછી ખૂબ ચગી. પણ એવામાં એક બીજો બનાવ બની ગયો. પિતાજી વસુલાતી

અધિકારી હતા. બદપુરા નામના એક ગામમાં વસુલાત માટે મુકામ નાખેલો. અમે બધા સાથે હતા. તળાવની પાળ પર, આંબલીઓની ઘટા વચ્ચે નિશાળનું મકાન હતું, એમાં અમારો મુકામ હતો. આખો દહાડો વસુલાતના કામની ધમાલ રહેતી, એટલે પિતાજી વહેલા સૂઈ જતા. છગુજી બિહોલો કરીને એક રજપૂત ચોકીએ બેસતો. હથિયારમાં તીર–કામઠું ને ધારિયું રાખતો. એની આંખો એવી લાલઘૂમ કે ડોળા કાઢે તો ભલભલા થથરી જાય!

એક રાતે પિતાજી ફળીમાં ખાટલો નાખીને સૂતા હતા. સાથે નાનો ભાઈ પણ હતો. અમે બધા પરશાળમાં સૂતા હતા, મધરાતનો સોપો પડી ગયો હતો. અચાનક પિતાજીની આંખ ઉઘડી ગઈ, જાગતાંની સાથે એમને લાગ્યું કે છાતી પર કોઈ બેઠું છે! ક્ષણવાર એ એમ ને એમ પડી રહ્યા. દારૂની બદબો એમના નાકને સ્પર્શી રહી રજવાડી મામલાના જાણકાર પિતાજી પરિસ્થિતિનો તાગ પામી ગયા વસુલાતના રૂપિયાથી છલકાતી તીજોરી તોડવા કોઈ ભેરુ આવ્યા હતા પણ તેઓ અજબ હિંમતબાજ હતા. હિંમત ન હાર્યા. થોડીવાર શાંત પડ્યા રહી, પછી તમામ બળ વાપરી ઉપર બેઠેલાને ધક્કો દીધો. પૂરો દારૂ પીધેલો હતો, એટલે એ ઉથલી પડ્યો.

પિતાજી વીજળીની ઝડપે નાના ભાઈને ખાટલામાંથી લઈને કૂદ્યા. જોરથી બૂમ પાડીને અમને જગાડ્યા વસુલાતના રૂપિયાથી છલકતી તીજોરી અંદરના ખંડમાં હતી. બધા એમાં પેસી જઈ દ્વાર દઈ દીધાં. પિતાજીનો ક્રોધભર્યો અવાજ રાતના શૂનકારમાં ગાજી રહ્યો.

" છગુજી ! છગુજી ! "

છગુજી બિહોલો દારૂ પીને બેહોશ પડ્યો હતો. સાદ સાંભળી પડ્યો પડ્યો બક્યા કરતો હતો. " આંવ્યો સા'બ ! આંવ્યો સા'બ, હું મારી હાહરીનાઓને કાચા ને કાચા કરડી ખાધા સમજો ! " ને પડ્યો પડ્યો પોતાનાં આંગળાં કરડી રહ્યો.

આ બૂમો ભેગી અમારી બૂમો ભળી. થોડે દૂર ખેતરમાં વાસો રહેલા ખેડૂતો દોડી આવ્યા. ગામમાંથી એક બે ગરાસિયા પણ આવ્યા. આમ હોહા થઈ જતાં પેલા ચોરો નાસી છૂટ્યા, પણ પિતાજીની કુશળ આંખોએ જોઈ લીધું કે એમની સંખ્યા પાંચથી સાતની હતી. ચારે તરફથી માણસો એકઠા થયા એટલે પિતાજીએ બારણું ખોલ્યું, ને બહાર આવ્યા. બહાર આવતાંની સાથે જ તેમણે કહ્યું:

" વાડામાં તપાસ કરો, ઘોડી છે કે નહિ ? "

પિતાજીનો જ્યાં મુકામ પડતો ત્યાં સાથે એક દરબારી ઘોડી રહેતી. વસુલાતની રકમ એના દ્વારા રાજધાનીમાં પહોંચતી કરાતી. એનું નામ ' બેરી ' હતું. ભારે પાણીદાર. બંદૂકની ગોળી જેમ જાય, અજાણ્યાને તો પાસે ઢુકવાય ન દે ! ગામડામાં ઘોડું એ કેટલું મહત્ત્વનું છે, એ તો જેને અનુભવ હોય તે જાણે ! રાજકાજનાં તોફાનોમાં પિતાજીનો જીવ બે વાર આવાં ઘોડાંને લીધે જ બચેલો, એટલે ઘોડાની સંભાળ પેટના દીકરાની જેમ રાખે.

બાદર નામનો એક જુવાન ગરાસિયો હતો. એ દોડીને જોઈ આવ્યો. ઘોડી તો ત્યાં બાંધેલી જ હતી.

"નક્કી, ચોર આ ગામના જ હોવા જોઇએ, બહારના નહીં." પિતાજીએ તરત કહ્યું. અમે પહેલાં ન સમજી શક્યા કે આવું જબરજસ્ત અનુમાન એ કેમ કરી શક્યા. પણ પછી જ સમજણ પડી કે બહારના ચોર હોય તો નાસી છૂટવા માટે ઘોડું છોડતા જાય, વળી પંથક ફેર થાય એટલે કોઈ ઓળખી પણ ન શકે, ને ત્યાં ઘોડું વેચીને પૈસા પણ કરી શકાય. ગામના ચોરોને એ ન પાલવે! ઘોડી લઈ જાય તો તરત ઉઘાડા પડી જાય.

પિતાજીએ બાદરને કહ્યું: "તું તરત રાજધાનીમાં જા! ત્યાંથી લાલુ મિયાંને બોલાવી લાવ! બેરીને લેતો જા, પણ રસ્તે સાચવીને જજે!" લાલુ મિયાં પિતાજીના વિશ્વાસુ સિપાહી હતા. બાદરને એમને બોલાવવા મોકલ્યો.

અંધારી ઘોર રાત. અમારા પગ તો ધ્રૂજી રહેલા: પણ વીસ વર્ષનો બાદર હાથમાં ધારિયું લઈ ઘોડીએ ચઢયો: "કારભારી સાહેબ, આ આવ્યો સમજો! હું કંઇ છગુજી નથી. બાદરની સામે કોઈ માઈ નો લાલ આવી તો જુએ!"

ખરો ભાયડો! બાદર ગયો. પિતાજી પરશાળમાં ખુરશી નાખીને બેઠા. ગામમાં ખબર પડતાં લોકો નિશાળ પાસે ભેગાં થઈ ગયાં. છગુજી બિહોલો હજીય પડયો પડયો 'આવ્યો સા'બ, આવ્યો સા'બ! મારા હાહરીનાંઓને કાચા ને કાચા કરડી ખાઉં' એમ બોલ્યે જતો હતો. ટોળામાં જાત જાતની ને ભાત ભાતની ચોર વિષેની વાતો ચાલી નીકળી. રચવું હોય તો આખું એક ચોર-પુરાણ રચી શકાય. પિતાજી પળ પહેલાં જે ક્રોધમૂર્તિ હતા એ હવે હસતા હસતા વાતો

કરતા હતા, જાણે કંઈ ન બન્યું હોય! ખુંખ્વાર ગરાસિયાઓનું કામદારું કેટલું કપરું છે, એ વાત એ પૂરેપૂરી જાણતા હતા.

ઘોર અંધારી રાત હતી. થોડી વારમાં ગામમાંથી કુંભાર આવ્યો, એને પગલે હજામ આવ્યો. હજામે ચૂલો સળગાવ્યો. કુંભાર તાજું પાણી લાવ્યો. પગી રબારીવાસમાં જઈ બકરીઓ દોવરાવી લાવ્યા. ચા મુકાણી: એક મોટા રંગાડામાં ગોળનો, એક નાની તપેલીમાં ખાંડનો. ખાંડનો પ્રચાર એ વેળા નહિ જેવો. સુધરેલાઓમાં એ વપરાય. ખાંડને ઊજળી કરવામાં ઢોરનું લોહી ને જનાવરનાં હાડકાં વપરાય છે, એવી માન્યતા પ્રચલિત, એટલે ધાર્મિક આસ્થાવાળાં કોઈ ખાંડને ન અડે! ચાનો પ્રચાર થયેલો, એટલે ગોળની ચા કાઢીને પીવે.

ચા તૈયાર થઈને રામપાતરમાં સહુને આપવામાં આવી. ત્યાં તો ઘોડાની પડઘી વાગી, રાત્રિના સોપામાં દૂર દૂરથી દાબલા ગાજતા આવે. થોડી વારમાં તો આવનારનો બોલાશ પણ સંભળાવા લાગ્યો. પિતાજીના સરવા કાને સ્વર પરથી વ્યક્તિને પકડી લીધી.

"મોતી જોશી પણ સાથે લાગે છે. વરવા, એક કપ બ્રાહ્મણીઆ ચા મૂકજે!" વરવો એ ઘાંચજાનું નામ હતું.

થોડી વારમાં બાદર, લાલુ મિયાં ને મોતી જોશી આવી પહોંચ્યા. એક બંદૂકસવાર પણ દરબાર ગઢમાંથી સાથે આવેલો. મોતી જોશી અમારા પડોશી. ઘરપાદરના ઝઘડામાં એમને પિતાજીએ કોરટ કચેરીમાં જીતાવી દીધેલા, ને ઉપરથી મહેનતાણું પણ ન લીધેલું: ત્યારથી પિતાજી પર ભારે પ્રેમ રાખનાર. તેઓ રાતે લઘુશંકા કરવા ઊઠેલા, ત્યાં લાલુ મિયાંને

ઉતાવળા જતા જોયા. બધી વાત સાંભળીને ઝટ પોતાની ઘોડી છોડી. ભેટમાં તલવાર લીધી ને સાથે ચાલી નીકળ્યા. “ ભાઈ, વખતે કામ ન આવીએ તો મોબ્બત ( મહોબ્બતનું અપભ્રંશ ) શું કામની ! ” એટલું જ એ બોલ્યા.

આઘેથી ઘોડી પરથી ઠેકડો મારી લાલુ મિંયા પિતાજી પાસે આવી પહોંચ્યા. એના ચહેરા પર નિમકહલાલીની રેખાઓ રંગોળી પૂરી રહી હતી. તરત જ એમણે કહ્યું: “ ક્યા હુઆ સા'બ ! ”

“ પહેલાં ચા પી લ્યો. પછી વાત ! ” ચા-પાન પૂરું થયું, પછી પિતાજીએ બધી વાત વિસ્તારીને કહી. પિતાજીની ને લાલુ મિયાંની વાતચીત અર્ધ હિંદી-અર્ધ ગુજરાતીમાં –અથવા કહો કે આજની હિંદુસ્થાનીમાં ચાલતી.

“ ઐસા, છગુજી ક્યાં ? ”

“ એ પડ્યો ત્યાં, એને ન બોલાવશો. તમે પોતે જાઓ અને એક એકની ભાળ મેળવી, એક એકને અહીં મુશ્કેટાટ બાંધી હાજર કરો ”

“ જી, ” લાલુ મિંયાંએ હમેશાંનો આજ્ઞા-સ્વીકારનો શબ્દ કહ્યો. કેડે તલવાર બાંધી, હાથમાં લાંબી લાકડી લીધી, ને ઘોડીએ ચઢતાં કહ્યું: “ સા'બ ! બંદૂકસવાર અહીં બેઠો છે. રાત લાંબી છે, કાંઈ ભો નથી. આપ હવે આરામ કરો ! ”

“ ના, બંદૂકસવારને તમે સાથે લઈ જાઓ, બાદરને પણ લેતા જાઓ. રસ્તો શોધવામાં મદદગાર થશે. ”

“ પણ પછી અહીં ? તીજોરી છે ને ! ”

" અરે, પણ અમે છીએ ને, મિયાં ! " ગામલોકોએ કહ્યું.

" આ ગામમાં વળી મરદ છે ખરા ? " મિયાંએ વખત જોઈને ટોણો માર્યો. " મરદ હોય ત્યાં સરકારી તીજોરી લૂંટવાની હિંમત કોઈ કરે ખરો ! ગામની જ આમાં ચશમપોશી છે. એક વાર ગુનેગાર હાથ આવે પછી તમારી ખબર છે. એક એકના સોથથા ન બોલાવું તો માથે આ આકાશ જેવું પાણું છે ! અલ્લાના કસમ ! " મિયાંએ કારભારી સાહેબ કરતાં ય ભારે રોફ છાંટયો.

" વારુ મિંયાં, તમે જાવ ! હું અહીં બેઠો છું ને ! મોતી જોશી બેઠો હોય ત્યાં મગદૂર કોની કે સામે પગલે મરવા આવે ! " અત્યાર સુધી શાંત બેસી રહેલા મોતી જોશીએ પોતાનો વટ પાડચો. એમણે પણ વાંસદા રાજ્યમાં આબુકસવારની નોકરી કરેલી.

" બરાબર છે, મિયાં ! " પિતાજીએ ટેકો આપ્યો.

" જોજો, મોતીભાઈ, સાહેબને ઉજાગરો ન કરાવતા ! " વફાદાર લ'લુ મિયાંને સાહેબની ચિંતા હતી. થોડી વારમાં એ બધા રવાના થયા. ગામલોકોને પણ ઘેર જવાનું કહ્યું, પણ એ ભારે શરમીંદા બન્યા હતા. થોડાક ગયા. થોડા આઘે જઈ ને બેઠા. અમને સહુને સૂવાનું કહી પિતાજી એક વધુ ખુરશી મંગાવી મોતી જોશી સાથે બેઠા. આખી રાત બંને જણાએ તડાકા માર્યા.

સવાર થઈ, એટલે ફરી ચા મુકાણી, ને બંને જણા દાતણ કરવા બેઠા. છગુજીનો નશો હવે ઊતરી રહેવા આવ્યો હતો. ઘેન જેમ ઓછું થતું ગયું તેમ એને પરિસ્થિતિની

ગંભીરતાનું ભાન આવ્યું. ગામલોકો વીંટળાઈ ને વાતો કરવા લાગ્યા. જેમ જેમ એ વાતો સાંભળતો ગયો, એમ એમ શરમનો પાર ન રહ્યો. છગુજી બહાદુર હતો, નેક હતો, પણ છેલ્લી રજપૂત સંસ્થા જે બદીમાં ખુવાર થઈ એ બદી એને વળગી હતી. વસુલાત ચાલતી હતી, એટલે કોઈ આસામીએ બે દહાડા મોડી હાજરી ભરાવવા ત્રણેક રૂપિયાની બક્ષિસ આપેલી. બક્ષિસ મળી એટલે બદી તરફ લક્ષ ગયું. અને ભલા માણસને ઘરણ ટાણે સાપ નીકળવા જેવું થયું. કુટેવે એને કમોત જેવું કર્યું!

છગુજી થોડી વાર મોં નીચું નાખીને બેઠો. એને કોઈ વાતનું ઓસાણ આવી રહ્યું હતું. એ એકદમ ઊઠ્યો ને રાવળીઆવાડ તરફ ગયો. રાવળીઆને ત્યાં કૂવો ખોદવા પથ્થરફોડા આવેલા. છગુજીનો વહેમ એમના ઉપર દૃઢ થયો. રાવળીઆવાડમાં જઈ ને મુખીઆને ઉઠાડ્યો ને પૂછ્યું: "ક્યાં છે પેલા પથ્થરફોડા!"

"મને શી ખબર?" પેલાએ બેદરકારીથી જવાબ આપ્યો, ને એકલો માણસ જોઈ ડોળા કાઢ્યા. "માંડ આંખ મળી ત્યાં આ હેંડ્યા આવ્યા! સરકારી માણસ એટલે શું થયું? તમારા ગુનામાં આવીએ ત્યારે ફાંસી દેજો. આજ તો સુખે સૂવા દો!"

મુખીઆની પ્રચંડ આકૃત્તિ, પોતાની રાવળીઆના વાસમાં એકાકી હાલત અને રાતનો સમય! છગુજીને વાઘની બોડમાં જવા જેવું લાગ્યું. પણ એને પોતાની બેઈજ્જતી સાલી રહી હતી. અરે, રજપૂતનો દીકરો થઈ રાવળીઆથી

પાછો પડું ! એણે સૂવા માટે ઓરડામાં જતા મુખીઆને પડકાર્યો. મુખીઆએ કમાડની પાછળ પડેલો ડંડો પકડ્યો: પણ છગુજી ચેતેલો હતો. એણે ઊછળીને મુખીઆની ગળચી પકડી લીધી. એવો ગળે ટૂંપો દીધો કે પેલાની હાથ જીભ બહાર નીકળી ગઈ! પણ ત્યાં તો મુખીઆની બૈરી દોડી આવી. એણે છગુજીના વાંહામાં ગધેડાને ડફણાવવાનો દંડૂકો ઝૂડ્યો. છગુજી વખત વર્ત્યો. ઊભા થઈને બૈરીને જોરથી ધક્કો દીધો. એ ચત્તીપાટ પડી. છગુજી સમયસૂચકતા વાપરી બહાર નીકળી ગયો, ને ઘરને સાંકળ ચઢાવી દીધી. સામનો કરવામાંથી બે ઘડીનો સમય મળ્યો. એણે તીર-કામઠું ચઢાવ્યું ને ગોકીરો કરી મૂક્યો.

પાડોશીઓ જાગી ગયાં, ને ત્યાં એકઠા થઈ ગયા. છગુજીએ પોકાર પાડી પાડીને કહ્યું, કે ‘તમે સરકારી તીજોરી લૂંટાવી છે. બધા ગુનેગાર છો. રાજધાનીમાંથી પોલીસ આવે એટલી વાર છે ! બૈરાં છોકરાં તમામને હેડમાં નંખાવું છું.’

સરકારી તીજોરી લૂંટવાની ને પોલીસ આવવાની વાત સાંભળી સહુ ઢીલાં પડી ગયાં. એ જેમ ઢીલાં પડ્યાં એમ છગુજી ખીલી નીકળ્યો. આજ એને બદનામી ધોવી હતી. મુખીઓ ને મુખીઆની બૈરી બારણાં ખખડાવી રહ્યાં હતાં.

“જો બહાર નીકળ્યાં છો તો આજ મોત સામે ઊભું સમજજો !”

હો હા સાંભળી થોડી વારમાં ગામના કેટલાક રજપૂતો ત્યાં આવી પહોંચ્યા. છગુજીની હિંમતને ફૂલ આવ્યાં. એણે તલવાર ખેંચી-ઉઘાડી તલવારે આગળ વધી બારણું ખોલી

નાખ્યું. અંદર જઈ મુખીઆને ઢસડી લાવ્યો. ચોરની છાતી હમેશાં કાચી હોય છે. એ જનસમૂહને જોઈ ઢીલો પડી ગયો.

છગુજીએ મુખીઆને અને એક બીજા રાવળીઆને સાથે લીધા ને મુકામ પર લાવ્યો, ને પછી મંડયો બંનેને ધોવા! મુખીઆએ તો ઝટ દાદ ન દીધી, પણ બીજાએ કહ્યું: " સાહેબ, પગીના ચઢાવ્યા અમે ચઢયા. પથ્થરફોડાઓને દારૂ પિવરાવી ઉશ્કેર્યો. હશે તો બધા મોટી ભાંભરના વાંઘામાં." હવે છગુજી સિંહ થઈ ગયો. એણે બંનેને આગળ કર્યા, ને શોધવા ચાલ્યો. લાલુમિયાં એમના સાથીદારો સાથે વગડામાં અથડાતા હતા. ક્યાંય સૂકા કૂવા, ઊંડાં વાંઘાં, ભયંકર કોતરો બધું ફેંદતા હતા, પણ ગુનેગારોનો પત્તો નહોતો. પગીઓ પગેરું કાઢતા હતા, પણ વાવડ મળતા નહિ.

સવાર થઈ. તડકો નીકળ્યો, પણ હજી તગડાતગડ ચાલુ હતી. ત્યાં તો છગુજી હોંકારા કરતો આવી પહોંચ્યો. એને આવતો જોઈ સહુ હસી પડચા, પણ રજપૂતની મશ્કરી શિર સાટે હોય છે, એનું સહુને ભાન હોવાથી તરત બધા ઠાવકા બની ગયા.

છગુજીએ આવતાંની સાથે પગીને ઉધડો લીધો, ને પગીએ સામાં શીંગડાં માંડચાં કે મંડયો ઝુડવા! આજ તો મરવા-મારવા સુધીની વાતો હતી. લાલુ મિયાં વચ્ચે પડચા, તો બિહોલો ગર્જી ઊઠચો: " મિયાં, કયા કહું! સાલેને પાસમેં રહ કર મેરી મિટ્ટી પલીત કી! યહ હી હૈ તોફાન કી જડ! યે સચ્ચા પગેરૂ કહાંસે બતલાવેગા મિંયા! સારી દુનિયા ફિરતે રહો, જિંદગીભર!"

લાલુ મિંયાંનો ચહેરો પળવારમાં પલટાઈ ગયો. ઘોડા પરથી ઠેકી પગીને બાવડે ઝાલ્યો ને મંડયા ખખડાવવા! પગીનું તો બધેથી આવી બન્યું! એણે ગુનો કબૂલ કર્યો, ને ગુનેગારને પકડાવી દેવા સાચું પગેરું આપવા માંડયું.

એક કલાકમાં ત્રણ ઝડપાયા: બે ભાંભરમાં સૂતેલા, એક કૂવાના થાળામાં ભરાયેલો! ત્રણ મળ્યા એટલે બીજા બે તરત મળી આવ્યા. આટલાથી સંતોષ માની, સહુને ઘોડાની રાશે બાંધી, એ રાશ ઘોડાની ડુમચી સાથે બાંધી પાછળ દોર્યા.

બધી ટુકડી મુકામે આવી પહોંચી ત્યારે લગભગ બપોર થઈ ગઈ હતી. પિતાજીએ હજી ખાધું નહોતું, ને બીજાઓ માટે ખીચડી ઓરાવીને તૈયાર રાખી હતી. ખીચડી એ તો ગામડાનું અદ્ભુત ખાણું છે. જે એની મજા અને સગવડ જાણે તે જાણે. ગરીબ પણ ખાય, તાલેવંત પણ ખાય. એમની એમ ખવાય-ઘી-દૂધથી લચપચતી પણ ખવાય. ગામડાની જાનમાં પણ એક ટંક ખીચડી અપાય. ભાત-ઓસામણ તો શહેરનાં! ખીચડીમાં તો રાંધવાનીય માથાકૂટ નહિ! ચૂલે મૂકી એટલે પડી પડી થઈ જાય. મોતી જોશીએ દૂધમાં દશમી (ભાખરી) બનાવી લીધી હતી.

"સાહેબ, છગુજીને કમાલ કીયી!" લાલુ મિયાંએ ઘોડીએથી ઊતરતાં સલામ કરીને કહ્યું.

"મિયાં! છગુજી તો છગુજી હે!" પિતાજીએ હસતાં હસતાં કહ્યું. આ વાકય પ્રશંસામાં હતું કે ટીકામાં તેની કોઈ ને સમજ ન પડી. છગુજી તો ઊંચું મોં કર્યા વગર પેલા ગુનેગારોને ઝાડના થડની સાથે બાંધવા માંડયો. એને એમ

થતું હતું કે ધરતી માગ આપે તો સમાઈ જાઉં! હજી બે ગુનેગારો બાકી હતા. છગુજીએ બંદૂકસવારને લઈને જવા માંડ્યું. પિતાજીએ તરત કહ્યું: "છગુજી, બપોર થયા છે, ખાઈને જાઓ!"

"ના સાહેબ!" એણે નીચું મોં કરી કહ્યું: "બધા ગુનેગારને પકડી ન લાવું ત્યાં સુધી અન્નજળ હરામ છે."

છગુજી તરફનું પિતાજીનું અત્યાર સુધીનું ખામોશ વલણ સમજાયું. એ ખાનદાન માણસ હતા. પોતાને સાહેબે બે ચાર ઠપકાનાં વેણ કહ્યાં હોત તો, એને સંતોષ થાત. પણ સાહેબ ઉલટી મીઠાશ બતાવી રહ્યા હતા. એ મીઠાશ જીરવવી ઝેર જીરવવા કરતાં યે ભૂંડી હતી. બંદૂકસવારે ખાઈ લીધું. છગુજી લાખ વાત ન માન્યો. અમે એના અને લાલુ મિંયાંના ખોળા ખુંદીને મોટા થયેલા. છગુજીએ રાતે જે વર્તાવ કર્યો, એથી અમે પણ ખીજે બળ્યાં હતાં. છતાં એ ભૂખ્યો રહે તે ન ગમ્યું. અમે આગ્રહ કરવા ગયા: તો બોલ્યો:

"અરે, આ સુવ્વરોએ મારી મટ્ટી પલિત કરી! એમને ઠેકાણે પાડ્યા પછી જ ખાઈશ. બે દહાડા નહિ ખાઉં તો મરી નથી જવાનો. અને જીવતરમાંય શું સવાદ રહ્યો છે હવે!" અમે જોયું કે એની આંખના એક ખૂણામાં છાનું આંસુ હતું. વાઘ જેવા બિહોલાને આમ નરમ પડેલો જોઈ, અમારું મન એના તરફ પ્રેમથી ઊભરાઈ ગયું.

છગુજી ને બંદૂકસવાર થોડી વારે ઊપડી ગયા. પેલા ગુનેગારોને કચકચાવીને બાંધ્યા હતા, ને તડકે ઊભા રાખ્યા

હતા. અમે એ બધાને તાકી તાકીને જોઈ રહ્યા હતા. રાતના વખતે ચોરની જે કલ્પના અમે કરેલી, એમાંનું કંઈ તેઓમાં નહોતું. ફાટેલાં કપડાં, ઓશિયાળું મોં ને થરથરતા પગ! અમને એમ લાગે કે આ બાપડા ચોર ન હોય. તેઓ પણ કરગરતા કહે, 'બાપજી! અમે ગુનામાં કંઇ જાણુતા નથી!'

તડકો કહે અમારું કામ! બિચારાઓએ સવારથી મોંમાં પાણી નાંખેલું નહિ! અમારાં ફૂઈબાએ કહ્યું, "જાઓ, બિચારાઓને પાણી તો પાઓ!"

અમે પાણીનો કળશો લઈને આગળ વધ્યા, ત્યાં તો લાલુ મિયાંની બૂમ પડી, "એમાં દયા ન ચાલે! એમને તો પાણી નહિ પણ....હમણાં પીવરાવું છું."

થોડી વારમાં સહુએ જમી લીધું: ને પછી કચેરી જામી. લાલુ મિયાંએ લીધો ડંડો ને મંડયા સબોડવા! પેલા માર ખાતા જાય ને ના પાડતા જાય. એ દૃશ્ય અમે જોઈ ન શકયાં. અમે અંદર ભરાઈ ગયાં. અમારાં ફૂઈબા તો રોવા લાગ્યાં. એમને રોતાં જાણી પિતાજી ગર્જ્યા:

"તમે બૈરાં નાહક આમાં માથું મારો છો. આ બેટાઓને રાતે લાગ મળ્યો હોત તો ધડથી માથું જુદું કરતાં વાર ન લાગત! મજૂરી કરવી ગમતી નથી. હરામનો ચસકો લાગ્યો છે, બેટાઓને! જે સરકારી તીજોરી પર હાથ નાખવાની હિંમત કરે, એ બીજાં લોકને તો શું સુખે સુવા દે!"

એ માર અમારાથી જોવાય તેમ નહોતો. પેલા ગુનેગારોથી જીરવાય તેમ પણ નહોતો. આખરે તેઓ કબૂલ કરી ગયા. સહુને માટે બેડીઓ તેયાર હતી, પણ બધા હાથે પગે

લાગ્યા. માગ્યો દંડ આપવા તૈયાર થયા. પણ એમનો આખરી ફેંસલો છગુજીના આગમન પર બાકી હતો.

બપોર ઢળ્યા, તડકા નમ્યા, તોય છગુજી ન આવ્યો. સાંજ થઈ, દેવળમાં આરતીના શંખ ગાજ્યા, ઢોર ઘેર આવ્યાં: તોયે છગુજી ન આવ્યો. પિતાજીને ચિંતા થવા લાગી, ત્યાં તો રાત પડતાં પડતાંમાં બંદૂકસવાર બીજા ત્રણ જણાને ઘસડતો આવતો દેખાયો છગુજી લંગડાતો લંગડાતો પાછળ આવતો હતો. એના શરીર પર લોહીના રેગાડા હતા.

ફરીથી બધું નાટક શરૂ થયું. માર, ત્રાસ, બુમાબુમ ! પણ આવનાર પાકા હતા. આ બધા નાટકના સૂત્રધાર હતા. આ બિચારા ગરીબોને દારૂ પાઈ, લાલચ આપી અવળે માર્ગે ચઢાવી કમાણી કરનાર ઉજળા લૂગડાંવાળા હતા. પડદા પાછળ દોરીસંચાર કરનાર હતા. તેમણે છગુજીનો પૂરો સામનો કરેલો. પગમાં કાતરિયું મારેલું. તાકીને પથરા મારેલા, આખરે બંદૂકસવારે બંદૂકની નાળ તાકી ભડાકો કર્યો ત્યારે શરણે આવેલા.

મોડી રાતે ઈન્સાફ અપાયો.

પિતાજીએ કહ્યું કે આ ધોળા ઠગો ગરીબ અભણ લોકોને ચઢાવી, લાલચ આપી, નશો કરાવી પોતાનો સ્વાર્થ સાધે છે. સીમના શેઢા તોડવા, ખેતર ભેળવવાં, ઊભા મોલ સળગાવવા, કોઈનાં ઢોરઢાંખર તગડવાં, કોઈની બેન-દીકરીને ઉપાડવાનાં કામાં કરાવે છે. એમને જેર કર્યા વગર આ ગામડાં સુખી નહિ થાય. એમને તો ભારે સજા થવી જોઈ એ.

પેલા બધાને પારેવાને મણુ મણુ જાર નાખવાનો દંડ કર્યો, અને પગી તથા પેલા ત્રણુ ઉજળાં લૂગડાંવાળાઓને બેડીઓ નાખી, રાજધાનીમાં મુકર્દમો ચલાવવા મોકલી આપ્યા. અમારો એ દહાડે ભ્રમ ભાંગ્યો કે ફાટલા તૂટલા લૂગડાંવાળા જ ચોર નથી હોતા. ઉજળા લૂગડાંવાળા પણુ હોય છે. ચોર આપણી વચ્ચે જ વસતા હોય છે. જેની દાનત પારકાનું પડાવી લેવાની, વગર મહેનતે મોજ મજા કરવાની એ ચોર. ચોરને શીંગડાં હોતાં નથી. ચોર કંઈ રાક્ષસ હોતા નથી. એનેય આપણી જેમ બે હાથ–પગ ને એક માથું હોય છે.

અમે પાસે બેસીને છગુજીને ખવરાવ્યું. છગુજીએ એ દહાડે આકરું નીમ લીધું: “ ફરી દારૂ પીવે એ બે બાપનો ! ” ખાતાં ખાતાં એ કહેતો જતો: “ શું યાર, આજ મારી મટ્ટી પલીત કરી ! ”

# પાલી કાકી

## [ ૧ ]

**પેલી** વાત તો ચોરની થઈ. આજે તો બહારવટિયાની વાતો આવતી હતી. ચોર અને બહારવટિયા વચ્ચે ભેદ હોય છે. ચોર રાતે, એકાંતે, છાનીમાની ચોરી કરે છે. બહારવટિયા ધોળે દહાડે, ભરવસ્તીમાં, ડંકા નિશાનની ચોટ પર લૂંટે છે. ચોરને કોઈ નીતિ–નિયમ નથી. બહારવટિયા થોડા ઘણા નીતિ–નિયમો જાળવે છે. વાર્તા તરીકે તો બંનેની સાંભળવી રુચે છે, પણ જેને વીતે એને ખરી સમજણ પડે છે. બહારવટિયાની વાતો નિરાંતે સોફામાં બેસીને વાંચનારા ને પૌરુષ માણનારાઓને જમરાજ જેવા ક્રૂર, કીડીને મારવી ને માણસને મારવો એ સરખો સમજનારા બહારવટિયાનો ભેટો થાય ત્યારે પુસ્તકિયું રસિકપણું આપોઆપ અદૃશ્ય થઈ જાય છે.

મીરખાંના પરાક્રમોની ભારે વાતો આવતી, સહુ છાતી ફુલાવીને વાતો કરતા. ભારે રસ ને વાર્તાની જમાવટ કરીને કહેતા: પણ એક દહાડો ગામઝાંપે ચિઠ્ઠી ચોડેલી દેખાઈ! એમાં લખ્યું હતું, કે

“ હું મીરખાં. જાતે લખાવું છું કે તમે દિન ત્રણમાં રૂપિયા ત્રણ હજાર રોકડા, દશ બોકડા, બે દેવડા દારૂ ને

પાંચ મણ મીઠાઈ પુનિયા પટેલના ખેતરના શેઢે મૂકી જજો ! નહિ તો બુધવારની સાંજે તમારું ગામ ભાંગીશ. એની નિશાનીમાં ઘાસનો સાલો સળગશે, એ જાણજો !"

એ ચિઠ્ઠી વાંચનાર પણ વાંચતાં હાંફી ગયો. હાય બાપ મીરખાંની ચિઠ્ઠી ! પ્લેગના ઊંદર કરતાંય એ ચિઠ્ઠી ભૂંડી લાગી. કોણ લઈ જાય ! કોણ એને દરબારગઢમાં પહોંચાડે ! અને તાકડો પણ ભારે સંધાયો ! ઠાકોર સાહેબ જાત્રાએ ગયેલા. પિતાજી પણ બહારગામ ! રજપૂતાઈના ટુકડા ગણાતા કેટલાક રજપૂતો પણ ક્યાંય ગામતરે ગયેલા. આખા ગામમાં જોતજોતામાં હાહાકાર બોલી ગયો. ચોરે ચૌટે ઊંચે સાદે વાતો કરનારા ને હાકલા કરનારાની જીભ સિવાઈ ગઈ. છતાંય ગામમાં મરદના બચ્ચા નહોતા એમ નહિ ! એમણે ઠેર ઠેર ફરીને પાનો ચઢાવ્યો. પોલિટિકલ ખાતા પર લખાણ મોકલાવ્યું, બંદોબસ્ત માગ્યો. ક્યાંક તલવારો સજાવા લાગી, ક્યાંક ભાલા તૈયાર થવા લાગ્યા. ક્યાંક જૂની જામગરીવાળી બંદૂકો ઉજળી થવા માંડી. બ્રાહ્મણોએ ગામ પરની આ આફત ઓસરી જાય માટે ગાયત્રીના જાપ જપવા માંડ્યા. વાણિયા માલ–મત્તા વગેસગે કરવા લાગ્યા. આખા ગામમાં દુઃખીમાં દુઃખી વાણિયા દેખાતા હતા.

ઉત્સાહી ને રણખેલના શોખીન મરદો મૂછે તાવ દેતા હતા: "જોજો ભાયડાઓના રંગ ! અરે, મીરખાંને હજી બધી બીબીઓ ભેટી હશે, કોઈ મરદ નહિ મળ્યો હોય !"

"બાપુ, અમલ તો વધુ ચઢી ગયો નથી ને ! બૈરાંનાં કપડાં પહેરી જનાનામાં પેસી ન જાઓ !"

“ જા, જા, સાળા હીંગતોળ ! ” ને બાપુએ તો સબ્બ લેતી તલવાર ખેંચી. પેલો મશ્કરો પોબારા ગણી ગયો.

બીજે દહાડે સમાચાર આવ્યા કે અમારા ગામથી દશ ગાઉ પરનું ગોઝારિયા ગામ મીરખાંએ ભાંગ્યું.

અડધા મર્દો બીજે દહાડે જરૂરી કામે બહારગામ ચાલ્યા ગયા. બુધવારની સવારે તો ગામની દશા ઓર હતી. જે ખરા હતા, એ સાચો બંદોબસ્ત કરી રહ્યા હતા; ને ખોટા હતા એ ખોટી અફવાઓ ફેલાવી, મનના ડરથી દુનિયાને ડરાવી રહ્યા હતા. પણ આમાં મોટો ફફડાટ વાણિયાઓને જ હતો ! લક્ષ્મી કેવી ખરાબ ચીજ ! એના તરફ કેવો મરણિયો પ્યાર ! એ બિચારા પટારામાંથી ભીંતમાં, ને ભીંતમાંથી ચૂલામાં, ચૂલામાંથી ઊતરેડમાં, ઊતરેડમાંથી ગમાણમાં લક્ષ્મીદેવીને ફેરવી રહ્યા હતા. નહોતું એમને ખાવું ભાવતું, નહોતા એ નીંદ લેતા.

ત્યાં કોઈ વાત લાવ્યો: “ અરે, ગમે ત્યાં દાટશો તોય શોધી કાઢવાની કરામત એમની પાસે છે. નાની એવી ઘો પાસે રાખે છે. છૂટી મૂકી કે ગંધે ગંધે ત્યાં જઈને ઊભી રહી જવાની ! ”

હાય બાપ, વળી વાણિયા નવી હેરફેર કરવા લાગ્યા. એમને શાન્તિ ન થઈ. રામજી મંદિરવાળા, સ્વામીનારાયણ મંદિરવાળા બધાય ભગવાનનાં ઘરેણાં સંતાડવા માંડ્યા, પણ મહાદેવનો એક ખાખી બાવો તો મોટે અવાજે કહેતો:

“ ભાઈ, હમારા ગુરુ એક વાત કહેતા. ગુરુ ચેલો જંગલમાં ચાલ્યા જતા હતા. ચેલો વારંવાર કહે, કે ગુરુજી

રસ્તામાં ભારે ભોં છે, સમાલીને ચાલજો. ગુરુજીએ સોચ્યું કે ચેલા પાસે કંઇ હોવું જોઈએ. એક ઠેકાણે ચેલો નદીમાં નાહવા પેઠો એટલે ગુરુજીએ એની ઝોળી તપાસી તો તેમાં સોનાનો કટકો! ગુરુએ વિચાર્યું, અરે, ચેલાનો ભો (ભય) તો એની ઝોળીમાં જ છે. ઝટ લઈ ને એમણે એ સોનાનો કટકો નદીમાં ફગાવી દીધો. ચેલો આવ્યો ને બંને આગળ ચાલ્યા.

" વળી ચેલો બોલ્યો: " ગુરુજી, જંગલ છે, ચોરચખાર હોય. જરા ભો છે, માટે વખતસર મુકામે પહોંચી જઈએ તો સારું."

" ગુરુજી કહે: " બેટા, ભો ( ભય ) તો તારી પાસે હતો તે મેં એ નદીમાં નાખી દીધો. હવે કોઈ જાતનો ભો નથી !"

બાવાજીની વાત સાચી હતી. જેઓ ઓછી સંપત્તિવાળા હતા, એ લહેરમાં હતા.

રબારીઓ ગેલમાં હતા.

રાવળિયા નિરાંતમાં હતા.

ઠાકરડા ઠંડા મિજાજથી વર્તતા હતા.

બ્રાહ્મણોનેય નાહવા-નિચોવવાનું નહોતું !

જે રોજ ભૂખ્યા રહેતા—એ આજ જમતા. જે રોજ બે ટંક જમતા એમને ખાવાનું ભાવતું નહોતું.

બુધવારની બપોર નમવા લાગી.

હવે તો ખરેખરા રામ રમી ગયા. બજાર ઉજ્જડ થઈ ગઈ, બારણાં દેવાઈ ગયાં.

પોલિસ થાણે રિપોર્ટ ગયા. પાંચથી દશ પોલિસ આવી. ગામમાં થોડો શ્વાસ આવ્યો.

ગિરજો ખબર લાવ્યો ત્યારે હું રામજીમંદિરના ઓટલે બેઠો બેઠો 'વાઘ-બકરી' રમતો હતો. ગિરજાનો બાપ તલવારના દાવ ભારે રોફથી રામલીલામાં ખેલતો.

"ગિરજા, મારા બાપા તો દેશમાં ગયા છે. તારા બાપા છે ને! અરે, રામ જેવાને હંફાવી દેનાર પાસે આ મીરખાં શું કરશે બચ્ચારો!"

"ગાંડા, એ તો રામલીલા-નાટક ને આ તો સાચું. અહીં તો હબોહબ ખેંચાણી ને ધબોધબ મીંચાણી જેવું. આમાં ભલભલા મૂછાળા મરદનાં પાણી ઊતરી જાય."

અમે ઝટ ઘેર પહોંચ્યા. ઘરમાં અમારા એક કાકા, નાનાં બે ભાંડું ને અમે હતાં. છગુજી ઠાકોર સાથે ગયો હતો. એટલે એક નવો રજપૂતનો છોકરો ઘેર સૂવા આવતો હતો. એ બારણે બેઠો હતો. આખી શેરીના પુરુષોમાં છ જણા બાકી હતા. એ બધા એક પરસાળમાં જઈને બેઠા હતા. કોઇના મોં પર હોશ નહોતા, તોય હસીને વાતો કરવાની મહેનત કરતા.

સૂરજ મહારાજ મેર ઊતર્યા. આકાશ ધૂંધળું થયું, ને અચાનક આકાશમાં ધુમાડો ચઢતો દેખાયો. થોડી વારમાં બૂમ પડી કે ઘાસનો સાલો સળગ્યો. મરણપોક કરતાંય એ બૂમ ભારે ભયંકર ભાસી.

અરે! બહારવટિયો ગામ પર ત્રાટક્યો કે ત્રાટકશે!

અમેય પરસાળ છોડી ઘરમાં ભરાયા. પણ અમારા ઘર સામે રહેતાં પાલી કાકી તો બૂમ સાંભળી આંગણામાં

જ આવીને ઊભાં. દીકરા-વહુને ઘરના ત્રીજા ઓરડામાં બેસાડી તાળું માર્યું ને વહુને કહ્યું કે પાસે સાંબેલું રાખો. રોયા મરભડ કરે તો દેજો માથામાં–તે ખોપરી ખોખરી થઈ જાય, અને ઊભી છું હું બહાર! એક બે ઓછા તો કરીશ, પછી મારા વાલાની જેવી મરજી!

આજનાં જુવાનિયાં 'મારા વહાલા' શબ્દ સાંભળી કંઈ કંઈ કલ્પના કરી બેસશે, પણ એ કાળે 'મારા વહાલા' નો અર્થ ગોવર્ધનધારી ભગવાન શ્રીકૃષ્ણ થતો.

ઓરડાનાં કમાડ વાસી, હાથમાં ખુલ્લી તલવાર લઈ આગણામાં લીમડી હતી, એની આડશે એ ઊભાં. બૈરું અને વળી હાથમાં તલવાર! ઇતિહાસમાં વાત ઝાંસીની રાણી લક્ષ્મીબાઈની વાંચી હતી. આજ અમારા ગામની લક્ષ્મીબાઈને મેં નજરો નજર નિહાળી. પુરુષોનાં હૈયાં કબૂતરની જેમ ફફડતાં હતાં, ત્યાં બ્રાહ્મણ બાઈ પાલી કાકી તો રણધીર બનીને ખડાં હતાં.

હોકીરો ને ગોકીરો વધતો જતો હતો. આ તક એવી હોય છે, કે કેટલાક ખાટસવાદીઆ પણ લૂંટ કરવા નીકળે છે. લૂંટ કરશે એ ને ચઢશે મીરખાંને નામે. કોઈ જાતનો પાછળથી સંતાપ જ નહિ. બૂમ ભેગો ફીકીઓ! આવી તકનો લાભ લેવા એક ઠાકરડો હાથમાં મોટી તલવાર વીંઝતો ને બૂમો પાડતો અમારા વાસમાં ઘૂસી આવ્યો. જેનાં તેનાં નામ બોલીને કહેવા માંડ્યો:

"જે હોય તે ઝટ ધરી દો! જીવવું હોય તો ઝટ કરો, નહિ તો આ તમારી સગલી (તલવાર) કોઈની શરમ નહિ રાખે!"

કોણ સામે આવે ! કોણ કહે ! કોણ સામનો કરે ! ત્યાં તો લીંબડીના ઝાડની આડશે ઊભેલાં પાલી કાકીએ પડકાર કર્યો.

"અદયા, કોણ છે એ માટીડા !" અને ઝબ કરતી તલવાર ખેંચી આગળ ધસી આવ્યાં. પાસે જ કૂતરાની ઠીબ હતી. તે ઉપાડીને લમણામાં દીધી.

પાલી કાકીની હાકલ સાંભળી, જે પુરુષો અંદર બેઠા બેઠા તમાશો જોઈ રહ્યા હતા, એમને પણ શૂરાતન ચઢ્યું. તેઓ પણ હાથમાં જે હથિયાર આવ્યું તે લઈને બહાર નીકળ્યા. ઠાકરડાને માટીની ઠીબ બરાબર લમણામાં વાગી હતી, ને વળી સામો તલવારનો ઝબકારો જોયો. પાછળ બહાર નીકળેલું અમારું ધાડિયું જોયું.

બિચારો ભૂશેટીને ભાગ્યો. પાલી કાકીએ થોડા પીછો પકડયો, પણ તરત ઘર સંભાળવા પાછાં ફર્યાં. અમે પણ થોડા પથરાના ઘાથી એને નવાજી પાછા ફર્યા.

આ તરફ આમ બની રહ્યું હતું, ત્યારે પાદરમાં વળી નવો રંગ જામ્યો હતો. આડાં ગાડાં ગોઠવીને રૂનાં ગાદલાં ભરાવી સિપાહીઓ ભરી બંદૂકે બેસી ગયા હતા. સરખે સરખા રજપૂત ગરાસિયા, મુસલમાન, વાણિયા ને મોઢના જુવાનિયા મરવા કે મારવા નીકળ્યા હતા.

ઘાસનો હાલો ભડભડ બળી રહ્યો હતો, પણ બહારવટિયા ગામમાં આવતા કળાતા નહોતા. વખત વીતતો ચાલ્યો, પણ કોઈ આવતું દેખાયું નહિ. કેટલાક જુવાનિયા તપાસ કરવા તૈયાર થયા. બે પોલીસને સાથે લીધા.

આટલાને જતા જોઇ બીજાઓને પણ શૂરાતન ચઢ્યું. કેટલાય લોકો પાછળ ચાલ્યા.

ઘાસની ગંજી બળી રહી હતી. એની પાસે થોડે દૂર કોઈ ઊભેલું દેખાયું.

"અરે, અમથુજી પટાવાળાનો મગન લાગે છે!" એકે કહ્યું.

"પીધેલો લાગે છે!" પોલીસોએ કહ્યું. તેઓ કેમ્પમાંથી પોલિટિકલ ખાતા તરફથી આવ્યા હતા. તેઓ આગળ વધ્યા, ને મગનને પકડ્યો. પકડીને કહ્યું:

"આ હોળો તેં સળગાવ્યો છે? મીરખાં ક્યાં છે?"

"હા, હા. અમે સળગાવ્યો છે. તમારે શું છે? અરે હું મીરખાં મૂછાળો!" મગને દારૂના તોરમાં મૂછે હાથ દીધો.

પોલીસને વહેમ પડ્યો. મગનને લઈને સહુ ગામમાં આવ્યા. તરત દરબારગઢમાંથી જાસાચિઠ્ઠી મંગાવી. અક્ષરો મેળવ્યા તો મગનના જ! વાતની કડી મળી ગઈ!

દેવા માંડ્યો મગનને! કપડાં ધુએ એમ ધોઈ નાખ્યો!

મગનનો બાપ હજુર પટાવાળો. લાખ રૂપિયાનો આદમી! ગામમાં ભારે લાજ આબરૂવાળો. એણે દીકરા મગનને હોંશથી પાંચ ચોપડી ભણાવેલો. ભણેલો, ગણેલો છોકરો પોતાનું નામ ઉજાળશે, એમ અભણ બાપે માનેલું. મગનની ઈચ્છા શહેરમાં જઈ ને કમાવાની થઈ તો બાપે વિચાર્યું કે છોકરાને ગામડાની ધૂળમાં શું કામ દાટી દેવો. ભલે જાય!

મગન શહેરમાં ગયો. એક શેઠના ત્યાં નોકરીએ રહ્યો.

ઠાવકો, કહ્યાગરો ને ઉદ્યમી મગન શેઠ–શેઠાણીને ગમી ગયો. પરચુરણ કામમાંથી ઉઠાવી એને કોચવાન બનાવ્યો. બે ઘોડાની ફેટીન પર મગનનો હાથ બેસી ગયો. દેખાવડા મગનને શેઠે કપડાં માટે પૈસા આપ્યા. કેસરી ફટકો, સુરવાલ ને શિકારી કોટમાં મગન ભારે ભપકામાં દેખાયો, એમાં વળી પિત્તળનાં લશ્કરી બટન ચઢાવ્યાં.

રજા મળે ત્યારે મગન ગામમાં આવતો. એનો ભપકો, કામીનીઆ તેલ નાખીને ઓળેલા વાળ, ચાલવાનો રૂવાબ! અમે કારભારીના દીકરાય એની આગળ ફુસ ઠરતા. બધા મોટા થઈને તેવા થવાના મનસુબા ઘડતા, અહીં સુધી તો મગન બરાબર હતો. પણ શહેરની મોહની જુદી છે! સીનેમા, નાટક, ચેટક, હોટલ ને લૉજ, તેલ ને અત્તર, બુટપાલીશ ને રેશમી રૂમાલ, બૂટ ને ચંપલ, અને પછી એ શોખમાં આગળ વધતો ગયો. પાંચ વાર તો ચા જોઈએ, સાત વાર પાન ને સીગારેટનો તો ઘાણ કાઢી નાખે. તેમાંય સ્વાર્થી ને ખુશામદીઆ દોસ્તદારોએ ફોલી ખાધો. માથે દેવું થયું. હાથ તંગીમાં પડ્યો. દોસ્ત-દારોએ નસીબ અજમાવવા કહ્યું. જુગારના છંદે ચઢ્યો. શહેરમાં એને કોણ વારે? ધીરે ધીરે દારૂની લત પર આવ્યો.

આખરે આ બધાનો અંજામ નોકરી તૂટવામાં આવ્યો. નવી નોકરી ન મળી, એટલે ઘેર આવ્યો. ઘેર આવીને બાપના માથે દેવું કરવા માંડ્યું. ગામમાં ત્યાં સુધી એકે હોટલ નહોતી. ચાનો વપરાશ ઘરગથ્થુ હતો. એણે હોટલ કરી. એક બંગડીવાજુ લાવ્યો. ગામના નવરાનો ત્યાં ડાયરો જામ્યો. જુવાન વહુ દીકરીઓને ત્યાંથી નીકળવું બંધ થયું,

પણ મગનને કોણ કહે ? અમથુજી એવો મોભાદાર માણસ કે એને કંઈ કહીને મનદુઃખ કરવાનું દિલ ન થાય !

મગન વધુ ખીલ્યો. એણે નાલાયક મિત્રોની સલાહથી માથેનું કરજ ફેડવા ને ભવની ભૂખ ભાંગવા નવો કિસ્સો ઘડચો. મીરખાંના નામનો લાભ લીધો, ને જો ગામ ઠરીને રૂપિયા પહોંચતા કરી જાય તો કામ ફતેહ થઈ જાય એમ ધાર્યું ! પણ બાજી ધૂળ મળી ! પાપ હમેશાં માણસને કમજોર બનાવે છે. મગન તોરમાં ને તોરમાં બધું બકી ગયો. એના સાથીદારોનાં નામ પણ પકડાયાં. છાંટવા માટે આણવામાં આવેલ ઘાસલેટનો ડબ્બો પણ ઝડપાયો. કયા વેપારીની દુકાનેથી લેવાયેલો એની પણ ભાળ મળી. કેસ મજબૂત બન્યો. આખા ગામને દિવસો સુધી હેરાન પરેશાન કરનાર મગનના બચાવ માટે કોઈએ કંઈ ન કહ્યું. સહુએ માન્યું કે ગામનો એક કાંટો ગયો, નહિ તો ન જાણે ગામના કેટલાય જુવાનોને બગાડી મુકત.

કોઈ કે મગનના બાપ અમથુજીને લખ્યું. અમથુજી દરબાર સાથે જાત્રામાં હતા, કોઈએ તેમને ખબર આપ્યા. એ અભણ માણસે કોઈની પાસે પત્તામાં એટલું લખાવ્યું કે "જેનું અન્ન આપણા પેટમાં હોય અને એનું ખરાબ કરીએ તો ઈશ્વર ન સાંખે. મારો દીકરો આવો ન હોય. એને કાયદેસર જે સજા થતી હોય તે ભલે થાય. કદાચ એક વાર સજા પડવાથી એનું ભવિષ્ય સુધરી પણ જાય."

પોતાના લાગતા વળગતા માટે ઠેઠ સુધી લાંચ ને લાગવગ ચલાવનાર આજનો સુધરેલો વર્ગ ક્યાં ને ક્યાં આ અભણ

માણસ. એણે ધાર્યું હોત તો દરબાર સાહેબની લાગવગથી સાક્ષીઓ કમજોર બનાવી નાખ્યા હોત. પુત્રને શકનો લાભ એ અપાવી શક્યો હોત. પણ એ તટસ્થ થઈને જોઈ રહ્યો. પુત્રને સાબરમતી જેલમાં મોકલવામાં આવ્યો ત્યાં સુધી એણે ઉંબર બહાર પગ પણ ન મૂક્યો. એ ઘણીવાર કહ્યા કરતો: "અરે, મારે ત્યાં ભગવાને કોઈ દુશ્મનને દીકરો બનાવી મોકલ્યો! નક્કી પરભવનાં કોઈ પાપ નડયાં!" એ ગરીબ ને અભણ અમથુજીએ હોટલ વેચી દીધી, બંગડી વાજાની ખેરાત કરી નાખી; ને દીકરાનું જે દેવું હતું તે ટૂંકી કમાણીમાંથી કરકસર કરીને વાળ્યું.

પણ આ વાત તો બીજી થઈ. એ દહાડે આખા ગામે નિરાંતે ખાધું, નિરાંતે ઊંઘ્યું. બીજે દિવસે અનેક સત્યનારાયણની કથાઓના, શિવમહિમ્ન સ્તોત્ર જપનાં પારાયણ આરંભાયાં. થોડે દહાડે આ બધું બાળસ્વભાવ મુજબ ભુલાયું, પણ પાલી કાકીની ગૌરવગાથા અમારા હૃદયપટ પર અમર અક્ષરે અંકિત થઈ ગઈ. કોઈ પણ વીરત્વનો પ્રસંગ આવતાં ખડ્ગધારિણી સ્ત્રીશૌર્યની પ્રતિમાશાં પાલી કાકી અમારી નજર સામે તરી આવતાં.

પછી તો એમની નિર્ભયતા, નીડરતા વિષે અનેક કિસ્સા જાણ્યા. સ્ત્રીને કાયા ને માયા બેનો ભય, એ કહેવત એ ખોટી ઠરાવતાં. ગામડું ગામ એટલે સાપ–ઝાંઝરૂં વારંવાર નીકળે. કોઈ સાદ પાડે કે બોલાવે એટલે હસતાં હસતાં, કંઇ કંઈ ટોળટપ્પાં કરતાં બહાર નીકળ્યાં સમજો! ને નેતરની લાકડીની મદદથી સાપ–ઝાંઝરુને બહાર ઠેકાણે નાખી આવે.

એમ કહેવાતું કે પાલી કાકી એક વાર ઘાસ લેવા જંગલમાં ગયેલાં ઘાસ કાપતાં કાપતાં એમનો પગ એક દર પાસે પડેલા સાપ પર પડ્યો. કાળો, મૂછાળો મણિઝર નાગ! એમને ઠંડો–ભીનો સ્પર્શ લાગ્યો. નીચે જોતાંની સાથે એમને ખ્યાલ આવી ગયો કે સાક્ષાત મોત સાથે પનારો પડ્યો છે. એમણે પડેલો પગ ફરીને લઈ ન લીધો. બીજું કોઈ હોય તો ઉછળીને ભાગે ને તરત સાપના ડંખનું ભોગ બને. પાલીકાકીએ પગનું દબાણ વધાર્યું. ત્રણ–ચાર હાથ લાંબા સાપે આખું શરીર ઉછાળી પગને ભરડો લીધો. મણિઝર નાગનો ભરડો એટલે ભલભલા પહેલવાનનાં હાડકાં ઢીલાં થઇ જાય.

બંને તરફથી ભારે રસાકસી ચાલી. જો પગ જરા ઢીલો પડે તો સાપનું મોં બહાર નીકળી આવે ને તો તો સો એ સો વર્ષ પૂરાં કરે. પણ ભરડો ભયંકર હતો. પગના નળાનાં હમણાં ચૂરેચૂરા થઈ જશે, એટલું જોર આવતું હતું. બીજી ઘાસ લેવા આવેલી સ્ત્રીઓ દૂર દૂર ઘાસ વાઢતી હતી. બૂમ મારી મદદે પણ બોલાવાય તેમ નહોતું.

બંને માટે જીવન–મોતનું દ્વંદ્વ હતું. સાપનો ભરડો ભયંકર હતો. પાલી કાકી નિર્બળ બનતાં જતાં હતાં. આખરે એમણે યુક્તિ અજમાવી. પાસે રહેલું દાતરડું લઈ ને પોતાના પગ અને સાપના વીંટળાયેલા શરીર વચ્ચે સરકાવવા માંડ્યું. દાતરડાનો ઘસારો લાગતાં સાપનો ભરડો ઢીલો પડ્યો. ઢીલો પડતાંની સાથે દાતરડું વધુ અંદર ઉતારી દીધું: પણ એમ કરવા જતાં પગની પીંડીને ઘસરકો વાગ્યો. ફળફળતું

લોહી નીકળ્યું ને આખા પગને નવરાવી રહ્યું. લોહી આવવાથી ભરડો વધુ ઢીલો પડયો, ને આખરે સાપનું શરીર જમીન પર ગબડી પડયું. થોડીવાર ઊંચું–નીચું થઈ નિશ્ચેતન બની ગયું.

થોડી વારે પાલીકાકીએ પગ ઉપાડી લીધો, ને હળવેથી ત્યાંથી–જ્યાં બધી સ્ત્રીઓ ઘાસ વાઢતી હતી, ત્યાં જઈ પહોંચ્યાં. કંઈ ન બન્યું હોય તેમ ઘાસ વાઢી, ભારો બાંધી સહુ સાથે ઘર તરફ પાછાં વળ્યાં, પણ ઘેર જઈને રડી પડયાં. પોતે કોણ! બ્રાહ્મણ! ને પોતાના હાથે નાગની હત્યા! એમણે પોતાના પતિને ઘી તથા ચંદનનું લાકડું લઈ નાગનો છેલ્લો સંસ્કાર કરવા મોકલ્યા. એ કામ જલદી કરવાની જરૂરિયાત હતી, નહિ તો ગામડાના લોકો પૂરેપૂરો વિશ્વાસ ધરાવે છે, કે નાગને જ્યારે કોઈ મારે છે, ત્યારે મરતી વખતે એની આંખમાં પોતાના હત્યારાની છબી દોરાઈ જાય છે. એ નાગની નાગણ જ્યારે ત્યાં આવે છે, ને પોતાના પતિને મરેલો જુએ છે ત્યારે એનું રૂંવું રૂંવું ક્રોધથી ધમધમી ઊઠે છે. પોતાના મરેલા પતિની આંખ સામે તાકી રહે છે ને પોતાના સૌભાગ્યના હણનારને શોધવા નીકળે છે. જ્યારે શોધી રહે છે, ત્યારે જંપે છે; ને તેનો પ્રાણ લીધે છૂટકો કરે છે! એટલે પાલી કાકીએ તાકીદ કરી કે નાગણ આવી પહોંચે તે પહેલાં નાગનો અંતિમ સંસ્કાર કરી દેવો.

તેઓની ઈચ્છા મુજબ બધું થયું, છતાંય તેઓ ત્રણ દહાડા આખી રાત જાગ્યાં. પરસાળમાં, બારણે ને ખાટલા નીચે

ત્રણ ઠેકાણે દૂધના કટોરા મૂકયા. શિવ મહિમ્ન સ્તોત્ર આખી રાત જપતાં રહ્યાં. યુરોપમાં જન્મ્યાં હોત તો આવા પરાક્રમ બદલ પાલી કાકીને જાહેરમાં માન મળત, એમનાં બાવલાં મુકાત, પાઠ્ય પુસ્તકોમાં એમની કથા લખાત ને નોબેલ પુરસ્કાર જેવો પુરસ્કાર મળત. અહીં તો આ બનાવે પાલી કાકીના મન પર એક આછી ગમગીનીની છાયા મૂકી દીધી. જ્યારે વાત કરતાં ત્યારે કહેતાં કે મેં બ્રાહ્મણનું ખોળિયું બગાડ્યું. મારે હાથે નાગહત્યા થઈ!

ગ્રામ્ય જીવનમાં એ જોવાયું કે આજની જેમ ત્યાં મૃત્યુભય નહોતો. માણસ જેમ આજે મોતના ભયથી કંપી ઊઠે છે, ને દાક્તરોનો ને દવાનો વેવલો દાસ બની શરીરમાં ઝેરનાં કૂંડાં ઠાલવે છે, એમ એ વેળા નહોતું. અલબત્ત, ઈજ્જત માટે મરવામાં સહુ માનતાં. કોઈના પર ખોટું કલંક આવ્યું, કોઇ ખોટું કામ કરતાં પકડાયો, કોઈ વાણિયો દેવાદાર થઈ ગયો, કોઈ રજપૂત ખરચી ખૂટણ થઈ ગયો, તો તરત મરતાં વાર ન લગાડતા.

વીરત્વની આદર્શ તેજોમૂર્તિ પાલી કાકી ખૂબ લાંબું જીવેલાં. એમની બેસાડેલી કૂતરાની ચાટ, પાણીની પરબ ને નાની શી પારેવાની પરબડી આજે જોઈએ છીએ, ત્યારે સહેજે મન એ ગામડાંની અભણ, વહેમી છતાં વીર નારીને વંદી રહે છે! રે કાળ! વીરત્વનો એ તણખો અમે દૂર દૂર ભણવા ગયા ત્યારે અણધાર્યો બુઝાઈ ગયો.

# ઘેલી મ્હારી કુસુમ

[૭]

**પાલી** કાકીના ઘરના અમે તો પાળેલા પોપટ હતા. અમારી પાંખો પ્રસારી અમે એમના આંગણામાં ઊડયા કરીએ. ઠેકડા મારીને લીંબડી પર ચડીએ, ને મીઠી બોલી બોલીએ. ઘરની પછીતે ગિલોડાંની વેલ વાવેલી. સુખેથી કાચાં કુમળાં ગીલોડાં ખાઈએ ને પાકાં ગીલોડામાં બાવળની શૂળો ઘાલી નાની ગાડી કે નાનાં રમકડાં બનાવીએ. અમારાં તોફાનથી પાલી કાકી કદી ન કંટાળે! ઘરમાં ઘાલીને બાજરાનો રોટલો, ડુંગળીનું શાક ખવરાવે ને ઉપર એક વાટકો છાશ આપે!

પણ અહીં તો એક બીજા નવા પરિચયની વાત કરવાની છે. પણ એ પરિચય કેવી રમુજી રીતે થયો, એ વાત પહેલાં તમને કરી દઉં.

અમારી નિશાળમાં ઉપલા વર્ગ માટે એક નવા શિક્ષક આવેલા. શહેરમાંથી આવેલા, ખૂબ ભણેલા, ખૂબ વાંચેલું. સાહિત્યની તો ઘોળીને કઢી કરી ગયેલા. કોઈ કવિ, કોઈ લેખક, કોઈ સાક્ષર વિષે વાત કરો કે જાણે ગ્રામોફોનની રેકર્ડ ચઢી! ન જાણે એ મરી ગયેલા માણસની કેટલીય ખામીઓ

ખૂબીઓ કહી બતાવે. તેઓ ઘણી વાર ખાનગીમાં ને કોઈ વાર જાહેરમાં પોતાની જાતને પણ સાક્ષરની કોટીમાં લેખવતા. વાત કરતા કરતા એમ બોલી જતા: " અમ સાક્ષરો–સરસ્વતીના સેવકો–સર્જન, ચિંતન ને મનનના અવકાશમાં આ ક્ષણભંગુર દેહની ક્ષુધા–પિપાસાને પણ ભૂલી જઈએ એવા વિસ્મરણશીલ હોઈએ છીએ. " અને વાત પણ સાચી હતી. જો ધૂન પર ચઢ્યા તો ખાવાનું ખાવાના ઠેકાણે રહે ને કલાકોના કલાક સાહિત્યસર્જનમાં મગ્ન રહે! એમની ઓરડીમાં ઘણી વાર આખી રાત ફાનસ બળતું રહે, ને કંઈ કવિતા, કંઈક વાકય પાસેથી જતા–આવતાંને સંભળાય.

આ માસ્તર સાહેબ રસિક પણ હતા. રસ, અલંકાર કે કોઈ સ્રીદેહનાં અવયવોના વર્ણન પર ઊતરે ત્યારે રસનો સાગર લહેરાવી દેતા. ભતૃહરિનું શૃંગારશતક ને નીતિશતક એમને મોઢે હતું. તેઓએ 'સરસ્વતીચંદ્ર' પણ અનેકવાર વાંચેલો. એનાં કેટલાંય પૃષ્ઠો, ફકરાઓ, સંવાદો એમને મુખપાઠ હતા, 'વિના સરસ્વતીચંદ્ર સાહિત્ય શું? વિના વઘાર દાળ શું? વિના ચંદ્ર પૂર્ણિમા શું? વિના સુંદરી સ્વર્ગ શું?' એવી એવી ઉક્તિઓ રચ્યા કરે! એક રીતે કહીએ તો એમને 'સરસ્વતીચંદ્ર'નું ઘેલું લાગ્યું હતું. પોતાના જીવનમાં, પોતાના કવનમાં, રીતભાત ને વ્યવહારમાં એને જ ઉતારી રહ્યા હતા.

ઉપલા વર્ગના એ શિક્ષક હતા, પણ અમારા પાડોશના એક ઘરમાં તેઓ ભાડે રહ્યા, એટલે અમારા પરિચિત બન્યા. અમને એમની વાતોમાં રસ પડતો. એમાં જ્ઞાન પણ હતું.

રમૂજ પણ રહેતી. ગામમાં કોઈ બનાવ બનતો, તો અમે એની ખબર તરત તેમને આપતા. એ સાંભળી તેઓ પોતે કંઇક સૂત્રાત્મક રસભર્યું કહેતા.

પાડોશમાં એક અવળચંડી બાયડીને એના ધણીએ મારી. અમે વાત કરી, તો તેઓ બોલ્યા:

"આજની પ્રમદાઓને નસીબે પ્રમાદધનો* જ છે." સંસારની કુમુદિનીઓને સદા કંઈ સરસ્વતીચંદ્રો લાધતા નથી. સંસારસરોવરનાં પોયણાંને મૂરઝાવાનાં મહાભાગ્ય વરેલાં હોય છે."

એક વાર કોઈ વિદ્યાર્થીને તેમણે ખોટી રીતે શિક્ષા કરી. અમે બધી વિગત એમની સમક્ષ રજૂ કરી. તેમને લાગ્યું કે પોતાને હાથે અનુચિત થયું છે. તરત બોલ્યા:

"ગઝબ હાથે ગુજારીને, હવે પસ્તાઈને શું ?"

સરસ્વતીચંદ્રના યુગમાં જીવતા, ભદ્રંભદ્રના તાજા અવતાર લાગતા, પંડિતાઈના પરિશિષ્ટસમા શિક્ષક–શિરોમણિ નયનસુખશંકરભાઈ પ્રાચીન યુગને જીવતો કરનાર હતા. વિદ્યાર્થીઓ પર એમનો અત્યંત ચાહ હતો, પણ એક વિદ્યાર્થીને વિદ્યાની પરિસમાપ્તિ કરતાં કેટકેટલા ગુરુ થાય છે, એ વિષે તેઓ કહેતા:

"પ્રાચીન કાળમાં વિદ્યાર્થી એક જ ગુરુ પાસે અધ્યયન

---

* શ્રી ગોવર્ધનરામકૃત 'સરસ્વતીચંદ્ર' નવલકથાની મુખ્ય નાયિકા કુમુદસુંદરી સરસ્વતીચંદ્રને વરવાની હતી, પણ અચાનક એમાં ભંગાણ પડ્યું, ને પ્રમાદધન નામના અયોગ્ય પતિને વરી!

કરતો. અને એનો જ શિષ્ય કહેવાતો. આજે તો નાતરાંની સ્ત્રી જેવી વિદ્યાર્થીની હાલત છે. એ સ્ત્રીને જેટલા ધણી, એટલા વિદ્યાર્થીને ગુરુ!"

તેઓ બોલતી વખતે વારંવાર "ભાઈઓ, મારા કહેવાનું તાત્પર્ય" એમ બોલતા! દશ વાક્યમાંપાંચ વખત 'મારા કહેવાનું તાત્પર્ય' તો આવે જ! છોકરાઓએ ખાનગીમાં એમનું મજાકનું નામ 'તાતપરી સાહેબ' રાખેલું!

કોઈ વિદ્યાર્થી જૂઠું બોલે તો કહે:" તમે જૂઠું બોલી ફાવી નહિ શકો, અર્થાત મારા કહેવાનું તાત્પર્ય એ છે, કે તમે અસતમાંથી સત નહિ ઉપજાવી શકો!"

કોઈ બે વિદ્યાર્થી લડે અને ઝઘડો લઈ તેમની પાસે પહોંચે તો તેઓ તરત કહે:

"મારે આમાં કાર્યકારણની પરંપરા શોધવી પડશે, અર્થાત્ મારા કહેવાનું તાત્પર્ય એ છે, કે તમે કલહનું જે કારણ આપો છો, તે તો ખંડકારણ છે. અર્થાત્ મારા કહેવાનું તાત્પર્ય એ છે, કે આ વિષયમાં ખંડકારણ ને સમગ્ર-કારણની શોધ કરવી પડશે. તાત્પર્ય એ કે અધૂરા અન્વેષણથી કાર્યસિદ્ધિ સાંપડશે નહિ!"

એમનું સગપણ થયેલું, કોઈ ગામડાની ગોરી સાથે. તેઓ દર પૂર્ણિમાએ પ્રિયતમાને પત્ર લખે. ભારે રસિક વિશેષણો, ઉપમાઓ ને અલંકારો એમાં ઠલવે. પત્ની બિચારી ખાસ કાંઈ ભણેલી નહિ! છતાં સ્નેહથી કાગળો સંઘરી રાખે. નવરી પડે ત્યારે મોતીના દાણા જેવા અક્ષરો જુએ ને એનો અર્થ ઉકેલવા યત્ન કરે! પણ એ ઉપમા–

ઉપમેય ને અલંકારોનું દાસ્તાન ઉકેલવું સહેલું નહોતું. અચાનક એ રસપત્રોનું પોટલું, કન્યાના પિતાના હાથમાં પડી ગયું. એમણે ઉઘાડીને જોયું તો અંદર જમાઈરાજનાં ટાહ્યલાં ને તોફાન! આખુંય પોટલું એમણે જમાઈને મોકલ્યું, ને કહેવરાવ્યું કે અત્યારથી આ વંઠેલાવેડા શોભતા નથી. દીકરીનો ભવ બગાડશો!

એ તમામ રસસાહિત્ય એમણે સંગ્રહી રાખ્યું, ને નીચે લખ્યું:

"ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં રમે,
પેલીનું ચિત્ત ચૂલામાંય:
કહોને દેશી, આ તે કેવું!
કજોડું કહેવાય."

એક રાતની વાત છે. સમી સાંજથી 'સરસ્વતીચંદ્ર' વાંચવા બેઠા હશે. રાત જામતી ગઈ એમ રસ જામતો ગયો, રસિકત્વ જાગતું ગયું! એક એક વાક્ય પર સાપ મોરલી પર ડોલે તેમ તેઓ ડોલવા લાગ્યા. એકાએક ઊભા થઈ, આંખો બંધ કરીને ઓરડામાં આંટા મારવા લાગ્યા, ને કંઈકંઈ બોલવા લાગ્યા.

પડખેના ખંડમાં મકાનમાલિક શેઠ રહે. એમનાં શેઠાણી રાતે ખડચુ (શૌચ) જવા નીકળેલાં. એમણે માસ્તરના ખંડમાંથી અવાજ આવતો સાંભળ્યો. માસ્તર વાંઢા હતા. શેઠાણીને વાંઢાઓ માટે સારો મત નહોતો. તેમણે વિચાર્યું કે લાવ જોઉં તો ખરી! મારો રોયો વાંઢો કોની સાથે વાતો કરે છે! આમ આવતા ધીમા શબ્દો તરફ સ્ત્રીસહજ જિજ્ઞાસાથી શેઠાણીએ કાન માંડયા.

અંદરથી ઊર્મિભર્યાં શબ્દો સંભળાયા:

"ઘેલી....મ્હારી...."

ઘેલી! અરે, ઘેલી તો શેઠાણીની પોતાની જુવાન જોધ પુત્રી! અને પોતાની પુત્રીનું નામ આ જુવાનીઓ લે! ને વળી એને 'મ્હારી' કહે! નક્કી દાળમાં કંઈ કાળું છે! એમણે લોટો ત્યાં જ મૂક્યો, ને ખડચુ જવાનું બાકી રાખી શેઠને ઉઠાડવા ચાલ્યાં.

"ઘોર્યા શું કરો છો? ઘરમાં ખાતર પડ્યું!" શેઠાણીએ રોષમાં કહ્યું.

"હેં ખાતર! ક્યાં છે ચોર! પોલીસ, પોલીસ!" શેઠ જાગતાંની સાથે બૂમાબૂમ કરવા લાગ્યા. શેઠાણીએ એમના મોં પર હાથ દાબ્યો ને બુમાબુમ કરતા રોક્યા. કહ્યું, "ચાલો, મારી સાથે! ચોર બતાવું. પણ જરા પણ જીભ હલાવશો તો ખેલ બધો બગડી જશે."

શેઠાણી શેઠને ખિડકી પાસે દોરી લાવ્યાં. શિક્ષક મહાશયની પ્રેમસમાધિ અખંડ હતી. અંદરથી શબ્દો આવી રહ્યા હતા:

"ઘેલી મ્હારી........"

"ઘેલી મ્હારી........"

"ઘેલી મ્હારી........"

"જોયું ને, મેં નહોતું કહ્યું કે ગૃહસ્થીના ઘરમાં આવા ફક્કડરામને ઘાલશો નહિ! હાય હાય રે, મારું નાક વઢાયું. હું ક્યાંયની ન રહી! કાલે કોઈને મોં શી રીતે બતાવીશ!" શેઠાણીએ તો ઠુઠવો મૂક્યો.

શેઠ પત્નીને વારવા લાગ્યા "હવે છાપરે ચઢીને છાની વાતને છતરાયી કાં કર! પટલાણી પાધ્યાં નથી, એમ ઢોલ વગડાવીને કાં કહે? આપણે વાણિયાના દીકરા કોથળામાં પાંચશેરી કરવાવાળા, એને આ ન શોભે. સવારે બધું ઠેકાણે પાડી દઈશ, અત્યારે મૂંગી મર! લાકડા નીચે હાથ દબાયો હોય તો બળથી નહિ, કળથી કાઢી લઈએ." વણિક્‌ત્વની કૂનેહની તમામ ચાવીઓ આ વાક્યોમાં હતી.

શેઠ-શેઠાણીની આ બોલચાલ સાંભળી એમનો દીકરો જોયતો આંખો ચોળતો બહાર ધસી આવ્યો. ડાહી માનો દીકરો ઈશારામાં બધું સમજી ગયો. અરે, મારી બહેન માટે આવું! એ લાકડી લઈ આવ્યો, ત્યાં આડોશી પાડોશી સંચળ થતો જોઈ આવી પહોંચ્યાં.

સહુએ એકી અવાજે કહ્યું: " અરે! બોરકુટો કરી નાખીએ આવા બદમાશોનો! બેટો, છોકરાં ભણાવવા નીકળ્યો છે, કે આબરૂદારની છોકરીઓને ભોળવવા!"

વાતાવરણમાં ગરમી આવી, ત્યાં વળી એક ડાહ્યાએ પાસે આવી ધીરેથી કહ્યું:

" તમારા ઘરમાં તો પોલું નથીને! આ તો સરકારના કાયદાનું કામ! આમાં તો જો મિયાં-બીબી રાજી તો ક્યા કરેગા કાજી! ખાનગીમાં દીકરીનો તો દાણો ચાંપી જુઓ. પછી કરવો હોય તો બોરકૂટો કરો-નહિ તો ઢેઢ ફજેતો થશે!"

સલાહ સોળ આની ને એક વાલ હતી.

માએ ભર ઊંઘમાં સૂતેલી ઘેલીને ચોટલે ઝાલીને ઢસડી:

"રાંડ, પેટે પથરો કાં ન પડી! આખરમાં ચરિતર કર્યાં ખરાં!"

"પણ છે શું, મા!" નિર્દોષ ઘેલી ગભરાઈ ગઈ!

"સાત પેઢી બોળવા બેઠી છો! આના કરતાં કૂવો–હવાડો કરવો'તો ને! રાંડ, કોઈમાં નહિ, ને આ હરાયા ઢોર જેવા પંતુજીમાં મોહી!"

"અરે, પંતુજી શી ને વાત શી! મા, જો મેં કોઈ પારકા સામે મેલી નજરથી જોયું હોય તો મા–જોગણી મને ખાય! મને રુંવે રુંવે કીડા પડે!" ઘેલી રોતી રોતી બોલી, "મા, તને મારા પર ભરૂંસો ન હોય તો ગળે ચીપ દઈને મારી નાખ!"

ખલાસ! શેઠાણીને નક્કી થઈ ગયું કે ઘેલી આમાં કંઈ જાણતી નથી. એમણે ખુલ્લંખુલ્લા જાહેર કર્યું:

"મારી દીકરી તો બાપડી આમાં કંઈ જાણતી નથી, એ તો ભોળી પારેવાં જેવી છે. આ મૂઓ સાંઢ...."

ને લોકોએ બારણાં પર ધડાધડ પરોણાના ઘા કર્યા. સાથે ગોકીરો કર્યો:

"ઉઘાડ, ઓ અલ્યા, પંતુજી! ઉઘાડ!"

શિક્ષક મહાશયની પ્રેમસમાધિ તૂટી ગઈ. તેઓ ધીરેથી શાન્ત ચિત્તે બારણા પાસે આવ્યા, ને દ્વાર ખોલ્યાં. એમના હાથમાં 'સરસ્વતીચંદ્ર' હતું.

"માસ્તર, તમારું ભમી ગયું લાગે છે: ક્યારના શું બોલી રહ્યા છો?"

"હું શું બોલી રહ્યો છું! અરે, રસાત્મકં વાક્યં કાવ્યમ્! રસભરિત વાક્ય એજ સ્વયં કાવ્ય છે. આહ, શું એ વાક્ય!"

"અરે, રસવાળો કાગડો કે કોયલ, એમાં અમે ન સમજીએ! તમે શું બોલતા હતા?"

"જેમાં તમે ન સમજો, એમાં હું તમને શું કહું? અજ્ઞાન એ જ મોટું પાપ છે!"

"અરે, પાપ કે પુણ્ય! કોઈ આબરૂદારના ઘરમાં ખાતર પાડવું, જે ઝાડનો છાંયો લીધો, એના પર જ ઘા કરવો એનાથી વધુ પાપ કયું?"

"ખાતર, ચોરી! સાહિત્યનગરી...."

"હવે નગરા ને નગરી...." વાત વિફરવાની તૈયારી હતી, ત્યાં કોઈ મીઠો અવાજ સંભળાયો.

"ઉગરીબહેન! આમ આવો! વાતનો ભેદ હું બતાવું!"

"શું બહેન, તમે બધું જાણો છો તો હજી સુધી કેમ કંઈ ન કીધું? અમને કાં ન ચેતાવ્યાં?"

"બહેન, એમાં કોઈને ચેતાવવા જેવું નહોતું. તમારી ઘેલી ખાનદાનનું ફરજંદ છે, માસ્તર પણ સારા માણસ છે."

"અરે, પણ આપણી દીકરીનું નામ લેતાં ને 'મ્હારી' કહેતાં મેં કાનોકાન સાંભળ્યા."

"એ સાચી વાત છે. પણ તમે અડધું સાભળ્યું. એ બોલતા હતા, 'ઘેલી મ્હારી કુસુમ!' ને એ વાક્ય સરસ્વતીચંદ્રના અંતમાં એના લેખકે લખ્યું છે! એ વાક્ય

એવી રીતે યોજાયું છે, કે માસ્તર એના પર આફરીન થઈ ગયા. 'ઘેલી' શબ્દ જરા જોરથી, 'મ્હારી' શબ્દ થોડો ધીરો ને 'કુસુમ' શબ્દ ખૂબ ધીરેથી કોમળ રીતે બોલતા હશે, એટલે તમે આગળનો ભાગ સાંભળી શકયાં ને વહેમાયાં."

"સાચી વાત છે, નીમુબહેનની! એ નાનું શું વાક્ય એવું રસભર્યું સંપૂર્ણ કાવ્ય છે, કે એ માટે આફરીન તો શું, એની પાછળ ફકીર થઈ જઈએ. શ્રીમાન મહાશયો, શું કહું તમને? એ ફકીરી! એ જહાંગીરી ફકીરી!"

નીમુબહેને માસ્તરના હાથમાંથી ગ્રંથ લઈને ઉપસંહારમાં રહેલું એ વાક્ય સહુને બતાવ્યું. શેઠ-શેઠાણીને સંતોષ થયો. બધા ખુશ ખુશ થઈ ગયા. અમને નીમુબહેનના જ્ઞાન તરફ આકર્ષણ થયું. આ ગામમાં આવાં પણ છે! જ્ઞાની, વીવેકી ને શાણાં! અમે મનોમન એમના ચેલા થઈ ગયા.

સહુની આંધી મૂઠી રહી ગઈ. છતાં શેઠે વિદાય લેતાં કહ્યું: "માસ્તર, હવે ત્રણ મહિનામાં ઘર માંડી નાખો, નહિ તો બીજું મકાન શોધી લેજો."

## શહેરનું ગુલાબ ગામડામાં

[૮]

**અકસ્માત** રીતે 'સરસ્વતીચંદ્ર' જેવા મહાન ગ્રંથનો અમને સહેલાઈથી ને સરસતાપૂર્વક પરિચય કરાવનાર, અને એ પછી ગામડાની ગદ્ધાપચીસીમાં સાહિત્યને જીવનશોખ બનાવવામાં નિમિત્ત બનનાર, બાલ્યવયમાં રામાયણ, મહાભારત, સરસ્વતીચંદ્ર, અરેબિયન નાઈટ્સ, વેતાલ પચ્ચીસી ને સુડા બહોતરીનું પાન કરાવનાર, જીવતા પુસ્તકાલયસમાં નીમુબહેન ગામડાનું કરેણુ ફૂલ નહોતું, શહેરનું ગુલાબ હતું. વિધિએ લાવીને એને ગામડા ગામના ઉકરડામાં સુગંધ વહાવવા મૂકયું હતું.

થોડા મહિના પહેલાંની વાત હતી. શિયાળાની ધુમ્મસ ભરી રાતે એક બાળવિધવા અમારા ગામના એક જુવાનિયા સાથે અમારા ગામના દૂરના સ્ટેશને ઊતરી. ફક્ત બે ઘાસલેટના દીવાવાળા સ્ટેશન પર, મોડી રાતે ઉતરનારાં ઉતારુઓ ગણ્યાગાંઠયાં હતાં. એકાદ ગાડાવાળો ભાડું કરવા આવતો. એ ય આવી હિમભરી રાતમાં ઘરની બહાર નહિ નીકળેલો. હવે શું ? કોઈ દહાડો એક માઈલ પણ આવા ખાડા ટેકરા ને ધૂળ–ઢેફાંવાળા માર્ગ પર ચાલવા ન ટેવાયેલી એ સુકોમળ નારી મૂંઝાણી. વળી સ્ટેશનથી બે ગાઉ દૂર આવેલા

પુરુષના વતનમાં રાતોરાત પહોંચી જવું, એ પણ સલામતી માટે આવશ્યક હતું. બૂઢા માસ્તરે રેલ્વે–ફાનસના અજવાળે રૂપનાં અજવાળાં ઢોળતી સ્રીને જોઈ: અને એની આંખ ચમકી.

કંઈ વધુ હોહા થાય એ પહેલાં બંને જણાંએ ઉપડવાનો નિશ્ચય કરી લીધો. યુવતીએ કમરનો પાલવ જરા કસીને બાંધ્યો, પગનાં ઝાંઝર કાઢી લીધાં, ને માંડ્યું ચાલવા! રસ્તામાં કાંટા હતા, પથરા હતા. સ્વચ્છ પાકા રસ્તા પર ચાલવા ટેવાયેલી પગની કોમળ પાનીઓ છોલાવા લાગી. મખમલી ચંપલના બંધ તૂટી ગયા. ઉઘાડે પગે બાવળની શૂળો વચ્ચે એ ચાલી. હિંદુ વિધવાના નસીબમાં સદા શૂળો ને છેલ્લે શૂળી હોય છે: એનું એને પૂરું ભાન હતું.

જ્યારે બંને ઘેર પહોંચ્યાં ત્યારે એ કોમળ દેહમાં શ્વાસ માતો નહોતો. ચંપાફૂલ જેવી પાનીઓ લોહીથી રંગાઈ ગયેલી. ઠંડી રાતમાંય આખા દેહ પર પરસેવો વળી ગયેલો. એ દિવસે અમારા ગામમાં એ આવ્યાં. તે પછી એમણે ફરીથી ન શહેર જોયું, ન એ સ્ટેશન જોયું. જે દિવસે એ ઘરમાં દાખલ થયાં ત્યારથી તે એમનો દેહ પડ્યો ત્યાં સુધી તેમાં જ રહ્યાં. એટલું જ નહિ પણ એમનું શબ પણ ગામબહાર શ્મશાન સુધી જ જઈ શક્યું, કારણ કે એ ઘરના પિંજરમાંથી ક્રાંતિ કરીને નાસી છૂટેલાં મેનાં હતાં. આખું ય વિશ્વ એમનું વેરી હતું.

નીમુબહેન તો નીમુબહેન હતાં. રૂપ તો રાજાની રાણી જેવું. અવાજ કોયલ જેવો. ગરબે રમે તો શેરી ગુંજી ઊઠે. અમે એમને પદમણી નાર કહેતા. સવા વાંભનો ચોટલો ને

એવી જ અદ્‌ભુત ઓળવાની છટા! કપડાંનો પહેરવેશ તો ગામડા ગામમાં એવો કોને આવડે! બોલે પણ એવું મીઠું, એવું સંસ્કારી કે સાંભળતાં થાકીએ જ નહિ!

પણ અહીં લઈ આવનાર જુવાને એને છેતરેલાં. શહેરમાં અકસ્માત બંનેને પરિચય થયો. એક–બીજા પ્રત્યે પ્રેમ જાગ્યો. જુવાને એમની પાસે ગામડાનું સુંદર વર્ણન કર્યું. પોતાનાં ખેતર–પાદરની, જમીન–જાયદાદની મોટી મોટી બડાશો મારી. શહેરી જીવન તો નરકસમું છે: ને ગામડામાં ગોકુળ–વૃંદાવનની મજા છે, એમ સમજાવ્યું. સંસારના છળથી બિનવાકેફ નીમુબહેન બધું સાચું માની ગયાં. એમણે કહ્યું: “રે જુવાન! તારે ખાતર ગામડાની ગોરી બનીશ. તારાં દહીં–દૂધ વલોવીશ. ખેતરે ભાત લઈને આપવા આવીશ.”

જુવાને નોકરી છોડી. સ્ત્રીએ ઘર છોડ્યું!

પણ અમારા ગામમાં આવીને જોયું તો બધું કલ્પના-જગતથી ભિન્ન. એક વાર તો હૈયું ભરાઈ આવ્યું. પોતાની રૂઠેલી વિધાતાને બે કડવા શબ્દો કહેવાનું મન થયું. એમને થયું કે આ તો ઊલમાંથી ચૂલમાં જવા જેવું થયું. પણ બીજી પળે ભગવાનને ભરોસે રહેનારી એ બાઈએ મન વાળી લીધું. અરે, ઘરની બળી વનમાં ગઈ તો ત્યાં દવ લાગ્યો: એટલે મારું નસીબ જ એવું છે! એમાં કોઈને દોષ શો દેવો!

ગામડું ગામ ને આટલું રૂપ! એમાં ઘરેણાં ને સુંદર વસ્ત્ર પહેરે તો ભડકો થઈ ઊઠે. ગામડામાં એવું ન પોસાય. શહેરની સ્ત્રીઓ રૂપને ચમકાવવામાં માને, ગામડામાં એને

છુપાવવું પડે. રખેને માથાનું મલીર ખસીને અંબોડે આવી ન જાય! ભૂલચૂકે વેણી તો ઘલાય જ નહિ. વાળ પણ સીધી પાંથીના ઓળવાના! પણ નીમુ બ્હેનને શહેરીમાંથી ગામડિયણ બનતાં વાર ન લાગી. એમણે સૌભાગ્યનાં ચિહ્ન સિવાય બધાં ઘરેણાં ઉતારી નાખ્યાં. બનારસી ને મૈસૂરી સાડીઓ મૂકી દીધી. લાલ કિનારના સાદા સાડલા પહેરવા માંડ્યા, વાળ પણ સાદી રીતે ઓળવા લાગ્યાં. શહેરની ચકલી નીચે પાણી ભરેલાં, એટલે માથે હેલ એમને ન ફાવે. છાની રીતે પ્રયત્ન કર્યા, પણ વાળના ગુચ્છા પરથી બેડું સરી પડે. પાણી તો ન ભરી શકયાં, પણ ઘંટીએ દળવા બેઠાં. ઘંટી ફાવી ગઈ. દળીને ઊઠે ત્યારે એમના લાલચોળ હાથ બતાવી કહે:

"જુઓ, તમારા ભાઈએ કેવી સુંદર મેંદી મૂકી છે!"

આમ કહી થોડું હસે, પછી એકદમ ગંભીર થઈ જાય ને વળી ક્ષણમાં ગાવા લાગે!

"એક વાર જાજે રે માળણ માળવે,
કંઈ લાવે તું મેંદીનો છોડ!"

આંબાવાડિયામાં કોયલ ટહુકે એની મીઠાશ કેવી, એ અમે જાણતા નહોતા: પણ આ કોકિલસ્વરની મીઠાશ કોયલને ભુલાવતી.

અમે એ સ્વરમાં, એ કંઠમાધુરીમાં ગુલતાન બની જઈએ. સંસારનાં દુ:ખો વિષે અમે જરૂર જાણતા. એમાં ખાવાનું દુ:ખ, રમવાનું દુ:ખ, લેશન કરવાનું દુ:ખ, મોંપાટ લેવાનું દુ:ખ, માસ્તર ઘેર ભણાવવા આવે તે દુ:ખ, બાપાજીની

ધમકીનું દુ:ખ એવાં મોટાં દુ:ખો જરૂર હતાં, પણ એથી મોટાં બીજાં દુ:ખ છે, એમ નહોતા જાણતા. અને એમાંનું એકે દુ:ખ નીમુબહેનને નહોતું, એટલે અમે એમને સુખી માનતા.

આ સુખી નીમુબહેનનાં કુટુંબીઓને જાણ થઈ કે તે અહીં છે: એટલે ભારે ઉપાડો લીધો. પોતાના કુટુંબની છોકરી નાસીને આ રીતે પગલું ભરે તે ઠીક ન લાગ્યું. અરે, જાની કુટુંબની છોકરી જોશી કુટુંબમાં જાય ખરી! પછી તો જાની કોમના જુવાનિયાઓની જુવાનીને ઝેર ખાવું ન પડે!

સહુએ સંદેશો મોકલ્યો, કે "તેં વિધવા થઈને પાપ કર્યું, વળી એ તો ઠીક! જો તારું કાળું કરવું હતું તો જાનીની નાતનો કોઈ ન મળ્યો કે જોશીના ત્યાં જઈ નાક કપાવ્યું. માટે જલદી પાછી ચાલી આવ!"

ક્યાં પાછી જાય! નીમુબહેન જાણતાં હતાં કે ક્યાંય પાછા જવાય તેમ નહોતું. એમણે કહાવ્યું:

"જોશી કે જાની, પણ બ્રાહ્મણનું ખોળિયું તો છે ને! જીવતા જીવે પાછી નહિ આવું. મરેલી લઈ જવી હોય તો લઇ જજો! મારે ક્યાં છાનાં પાપ કરવાં હતાં!'

સગાં કહે," મરેલી તો મરેલી, પણ લઈ ગયે છુટકો કરીશું. તું જીવતી હોય છતાં અમારે મન તો મરેલી જ છે."

આ પછી તો ભારે તોફાન ચાલ્યાં. નાક કાપવાનાં, જીવતી ઉઠાવી જવાનાં, નદી–કૂવે હોય તો એમાં ધક્કો દઈ દેવાનાં! ખાવામાં ઝેર દેવાનાં! કારણ કે આમાં તો આખી

નાતની આબરૂનો સવાલ હતો. અને મોટી મશ એવી આબરૂ પાસે સામાન્ય માણસના–એમાં પણ એક નિરાધાર નારીના જીવન–મરણનો શો હિસાબ !

પણ નીમુબહેને તો બધો ભરોસો ભગવાન પર મૂક્યો હતો. બીજી સ્ત્રી હોત તો ગભરાઈ ને મરી જાત, પણ એ તો એ જ શાંતિથી ગાડું ગબડાવે ગયાં. અમે એમના પરિચિત બન્યા પછી તો કેડો મૂકીએ જ નહિ ! નવરા પડચા કે ત્યાં જઈને બેસીએ. એકાદ વાર્તા, એકાદ ટુચકો, એકાદ રામાયણની ટૂંક, ભીમનું એકાદ પરાક્રમ કે સરસ્વતીચંદ્રનો કોઈ સુંદર પ્રસંગ તેઓ કહી સંભળાવે ! એ ઘઉં વીણતાં હોય તો અમે ઘઉં વીણાવીએ, એ તુવેર ફોલતાં હોય તો અમે ફોલાવીએ, અરે, એ કંઠનું ગીત સાંભળવા એમની સામે ઘંટીએ પણ બેસીએ ! રાંધતાં હોય તો લાકડાં, તેલ કે પાણી લાવી દઈએ.

વાતો કહેવાની રીત અદ્ભુત. મોડી રાત સુધી કહે. રોજ રોજ વાર્તા માટે અમે એમનો જીવ ખાઇએ. એક વાર અમે વાર્તા સાંભળવા ગયા, ને એમણે છણકો કર્યો:

" રોજ શું જીવ ખાઓ છો ? જાઓ, જતા રહો ! "

અમે નિરાશ થઈ જતા રહ્યા. અરે, મરતાને મેર ન કહેનારાં નીમુબહેન કદી ગુસ્સે ન થાય, ને આજે ગુસ્સે થયાં ! નક્કી આપણાથી કંઈ અવિનય અપરાધ થયો હશે ! અમે કપાતા કાળજે પાછા ફર્યા. બે દહાડા એમની પાસે ન ગયા, ન મળ્યા, પણ કોઈ વાતમાં દિલ જ લાગે નહિ ! જાણે સંસાર સાવ સૂનો થઈ ગયો ! હશે, ભાગ્યમાં હતું તે થયું,

પણ અમારી સહુની એક ઈચ્છા હતી, કે એક વાર એમને મળીએ, ગુનો જાણીએ, ગુનાની માફી માગીએ, એ એમના મોંએ માફી આપે! બસ, પછી અમે અમારે રસ્તે, એ એમના!

કેવી રીતે મળવું એનો વિચાર કરી રહ્યા હતા, ત્યાં ત્રીજે દિવસે એમણે મને જ બોલાવ્યો.

"ભાઈ, બે દિવસથી કેમ કાંઈ દેખાતા નથી?"

"બહેન, તમને માઠું લાગ્યું છે ને! એક વાર કંઈ ગુનો થયો હોય તો માફી માગવા આવવું'તું, પણ તમે વિશેષ નારાજ થાઓ એનો ડર હતો!"

"મારાં બાળુડાંઓ! તમારાથી હું નારાજ થઈશ!" નીમુ બહેન ગળગળાં બની ગયાં." અરે, તમારા સંગાથથી તો હું જીવું છું. હું મરું રે, મારા ભાઈ! તમે મને છોડી દેશો તો વિના મોતે મરી જઈશ. મન ઉદાસ હશે. ભૂલથી તમને દુભવ્યા હશે, ભાઈ! મારા જેવી હતભાગિની પર ગુસ્સો શોભે!"

નીમુ બહેનની સુંદર આંખોમાંથી મોતી ઝરતાં હતાં. હું ય રોવા લાગ્યો. મને રોતો જોઈ એ આગળ વધ્યાં ને બથમાં લઈ કહ્યું:

"મરદ થઈને રૂવે છે! હત્ત છોકરી!"

"તે શું છોકરીઓને જ રડવાનો પરવાનો છે!" મેં બાથમાંથી છૂટતાં કહ્યું. "ભરાયેલું મન ખાલી તો કરવું પડે ને!"

એમણે કંઈ જવાબ ન દીધો, પણ 'સરસ્વતીચંદ્ર-' માંથી એક કવિતા ગાઈ સંભળાવી:

"નરજાત સુખી અહીં હશે, કદી મ્હાલતી સ્વચ્છંદથી;
પણ નારીને રોવા વિના, કર્મમાં કંઈ છે નહિ!"

એ કવિતાનો અર્થ સમજી શકું એવી ઉંમર નહોતી, પણ નીમુબહેન ખુશ છે: અને આપણને યાદ કરે છે, એ સમાચાર આપવા હું દોસ્તો પાસે દોડી ગયો.

# દોસ્તી તૂટી

[ ૯ ]

નીમુ બહેનને છેલ્લા કેટલાક દિવસથી મોતના પેગામ મળતા હતા. એમના દુશ્મનોએ ઉપાડો લીધો હતો. વાટે, ઘાટે, રસ્તે, ચોટે તેઓ તેમનો જીવ લેવાની તાકમાં બેઠા હતા. ગરીબડા ઘેટાનો પ્રાણ લેવા, સર્વત્ર ખૂની વરૂઓ પોતાના કાતીલ પંજા પ્રસારીને બેઠા હતા.

નીમુબહેન કેટલાય દિવસથી ઘરબહાર નીકળતાં નહોતાં, પણ એથી તો અમને મજા પડતી હતી. ઉનાળાના દિવસો હતા. સવારની નિશાળ હતી. આખો બપોર નવરાશનો હતો. જઈને એમની પાસે બેસી જતા. તેઓ ચરખો ચલાવતાં ચલાવતાં વાતો કરતાં. (ચરખાનો રેંટિયો પછી બન્યો. પાણીના રહેંટની જેમ ગોળ ફરે માટે રેંટિયો.)

વાર્તાની ઇંતેજારીમાં અમે બધા સામે સાદડી પર ગોઠવાઈ જઇએ. નીમુબહેન કંઈ ઘરકામમાં હોય, એટલે વળી મદદ કરવા દોડીએ ને વારંવાર કહીએ: "મોટી બહેન! હવે તો 'દામોદર દયાળજી' શરૂ કરોને! 'દામોદર દયાળજી' કથા શરૂ કરવાનું એમનું પ્રારંભિક વચન હતું. હસતાં હસતાં પોતાના આસન પર આવીને બેસે ને શરૂ કરે.

દામોદર દયાળજી, કરુણાનિધ કૃપાળ,
ગદાધર ગિરધર નમું, નમું ગોવિંદ ગોપાળ!

આદ્યશક્તિ તું ઈશ્વરી, કર કોટી પરકામ,
સાચી દેવી શંખલપુરી, બહુચર બાળા નામ.

શામળ કહે હું મંદમતિ, ઈચ્છું મોટુ કાજ,
વિક્રમા અરક મહિમા કહું, રાખો મારી લાજ.

બત્રીસ પૂતળીની વાર્તાનું આ વચન હમેશાં કોઈ પણ વાર્તાની શરૂઆતમાં બોલે, ને પછી વાર્તા શરૂ કરે દુહા, છંદ ને ચોપાઈમાં રચાયેલી આ કથાનું મહત્ત્વ આજે નવલકથાના યુગમાં ઓસરી ગયું છે, પણ જો યાદ કરીએ તો, ને કહેતાં આવડે તો, આજે પણ ઓછા રોમાંચવાળું નથી. નમૂના દાખલ એક વાર્તા આમ શરૂ થાય!

એક દિવસ ગઈ છે મધરાત, સૂતા માનવી જાતોજાત;
સહુ કોને છે ધારણ ઘણું, જાગે રાજા વિક્રમ ઘણું.
ઊઠી ઉમાદે પ્રચંડ નાર, લીધો હાથ ઉડણ-દંડ તે વાર;
નીકળી બહાર રાખી મનધીર, તે તો દીઠું વિક્રમ વીર.
મારુમ રાત, જાતે નાર, કેમ નીકળી એકલી બહાર,
અરૂ પરૂ જોયું અદઘડી, વૃક્ષ આંબલી ટોચે ચડી;
આંબલી થડ પોલી ગુફાય, અદષ્ટ થઈ ત્યાં બેઠો રાય.
ચઢી ઝાડ ઉમાદે નાર, કીધા દંડના ત્રણ પ્રહાર,
ઊડક ઊડ કહ્યું મુખથી વળી, ગયું વૃક્ષ બધું ઉચળી.
ઉપર ઉમાદે, હેઠો રાય, સો જોજન સુધી તે જાય,
ત્યાં એક પ્રૌઢ છે મશાણ, સઘળું ભુતાવળનું રાન.
ભૂત પ્રેત અગ્નિ દવ બળે, સિદ્ધ લક્ષ ચોરાશી મળે,

બાવન વીર ચોસઠ જોગણી, ભારે ભોગ તણી ભોગણી
ચોસઠ બેઠી ચામુંડ જ્યાંહ, દેવદુંદુભિ વાજે ત્યાંહ.

વાર્તા કહેતાં કહેતાં યુદ્ધનું વર્ણન આવે, એટલે નીમુબહેન નાના શા હોઠ બીડી, હાથ લાંબા કરી પુરુષના રાગમાં ગાઈ ઊઠતાં.

લક્ષ બેંતાળીશ ગજધજા નિશાને ફરૂકે.
વળી મુલતાન નીશાણુ, ભણકે કાજ હુકે !

દેઈ દદામે દાવ, ધાવ દુંદુભી હાવકારે,
શૈન ઘટા ઘનઘોર, ઘોર સુનાદા નગારે.

વળી વૈરાગ્યની વાતો આવે ત્યાં શાન્ત થઈ જાય: એ વેળા કોઈ સંન્યાસિની છબી દોરાઈ જાય:

કો દિન અમૃત આહાર, કોઈ દિન લુખી ભાજી,
કો દિન અડવાણુ પાય, કો દિન ચડવા ગાજી.

કોઈ દિન સુંદર સેજ, કોઈ દિન ભોમી સૂવું,
કોઈ દિન વિવાહ, કોઈ દિન રીસે રોવું.

કો દિન રળવું રીતથી, કો દિન ખોવા દામને,
શામળ કહે હિંમત નવ મૂકીએ, સંભારીએ શ્રીરામને.

પછી તો આ સાહિત્ય–રસનો નશો અમને પણ ચઢતો ગયો. અમે નીમુબહેનને જોઈ કહેતા.

ઝાઝા લુણુની ખાણ, અંતર શીશી ઢળી છે,
મૂરખના જુથ માંહ્ય, એક ભાગ્યવંતી ભળી છે.

રેણુ તણો છે રાફ, કાચી કસ્તૂરી ભળી છે,
ઝેર તણી છે સીમ, માંહ્ય સાકર ભળી છે,

નીમુબહેન આ સાંભળી હસે.

ઓખાહરણ, સીતા સ્વયંવર, દ્રૌપદી સ્વયંવર, પાંડવ વનવાસ વગેરે વાતો કહેવાઈ ગઇ હતી; ને હવે અભિમન્યુ ચકાવાની વાત ચાલતી હતી. અભિમન્યુનાં પરાક્રમનાં વર્ણનો સાંભળી અમારી છાતી ગજ ગજ ફૂલતી જતી હતી. એક પછી એક ચકરાવા પૂરા થતા હતા. એક દહાડો વાતવાતમાં નીમુબહેન બોલ્યાં:

"એક જૂના વહેમની વાત કહું. અભિમન્યુ ચકરાવો કદી પૂરો ન વંચાય. વંચાય તો જરૂર કંઇ રોગ-શોગ થાય." આટલું કહીને તે હસ્યાં, ને બોલ્યાં: "એ તો વહેમ! અને વળી મડા માથે તે વીજળી પડતી હશે!×"

છેલ્લું વાક્ય ન સમજાયું. વાર્તાનો રસ એવો જામ્યો હતો કે એ સમજવાની દરકાર પણ ન કરી. અમારા દિવસો ખૂબ રસભર્યા પસાર થતા હતા. વળી હવે ઉનાળાની રજાઓ પણ ઢુકડી હતી. એ રજાઓમાં સળંગ મહાભારત વાંચવાનું નક્કી કરી રાખ્યું હતું. અમારી આ મંડળીમાં હવે કેટલીક છોકરીઓ પણ રસ લેતી થઈ હતી. વળી ખડખડ પાંચમ જેવી ડોસીઓ–જે હમેશાં નીમુબહેનને 'વંઠેલી'ના ઉપનામથી વધાવતી, તે પણ આવતી-જતી થઈ હતી. તેમને પણ મહાભારત ને રામાયણની કથાઓ આ 'વંઠેલી'ના મોઢેથી સાંભળવી મીઠી લાગવા માંડી. કેટલીક સૌભાગ્યવતીઓ બપોરે પોતાનાં બાળ પોઢાડી પા કલાક–અડધો કલાક આવી જતી. પછી તો તેમના માટે જુદું વાંચન રાખ્યું, ને એમાં

× મડાં માથે વીજળી. મડદા ઉપર વીજળી ન પડે, અર્થાત જેને મરવું હોય એને માગ્યું મોત પણ ન મળે!

સતી સાવિત્રી, સતી સુકન્યા, કચ-દેવયાની, નળ-દમયંતી વગેરેની વાતો કહેવા માંડી. કેટલીક સ્ત્રીઓ જેઓને કાળો અક્ષર ભેંશ બરાબર હતો-એ પોતાના દીકરાની પાટીઓ લઈ અક્ષરજ્ઞાન લેવા આવતી. આમ હૈયામાં ભભકતી અગ્નિને બુઝાવવા જ્ઞાનનાં જળ એમણે વહેવરાવવા માંડયાં હતાં. અને એ જળનાં પાન કરનારની સંખ્યા વધતી જતી હતી.

પણ કોને ખબર હતી કે કેટલીક અગ્નિ એવી પ્રચંડ હોય છે, જે બુઝાવવા જતાં-જળ ઘીની ગરજ સારે છે. છતાંય જેમ અંદરનો જ્વાલામુખી વધુ જોર કરતો, એમ નીમુ બહેન આવી પ્રવૃત્તિઓમાં વિશેષ ડૂબી જતાં. કોઈ વાર સાહિત્યિક ભાષામાં બોલતાં: "માટીના કોડિયામાં રહેલી નાનીશી દિવેટ, જાણે જ છે, કે જાતને જલાવ્યા વિના અજવાળાં પથરાતાં નથી."

કોઇ કામની મહત્તાનું ભાન એ થતું હોય તે વખતે હોતું નથી. કોઈ બોલની કીમત એ બોલાતા હોય તે વખતે સમજાતી નથી. અમે પણ અમારા અભિમન્યુ ચકરાવાની વાતોમાં મશગુલ હતા.

અભિમન્યુએ બે કોઠા તોડયા.

બીજા બે પણ તૂટયા.

ચાર કોઠા તોડીને ઊભેલા અભિમન્યુનું વર્ણન સુંદર હતું, પણ ન જાણે આજે હાજરી એકદમ ઓછી હતી. સ્ત્રીવર્ગ આખો ગેરહાજર હતો.

પાંચમા કોઠાનું વર્ણન ચાલ્યું ત્યારે અમારી ટુકડીમાંથી પણ કેટલાક હાજર નહોતા. નીમુબહેન તો એની એ રીતે વાંચતાં હતાં. ગેરહાજર રહેનારને કંઈ કારણ પૂછીએ તો તેઓ આડાંઅવળાં બહાનાં બતાવતાં.

છઠ્ઠા કોઠાનું વર્ણન ચાલ્યું ત્યારે તો ફક્ત હું અને ગિરજો હાજર હતા. એમાં પણ છેલ્લા કેટલાક દિવસથી ગિરજો વાર્તા તરફ ધ્યાન ન આપતો. એ કાં તો નળિયાં સામે, જાળી સામે, પછીત સામે જોઈ રહેતો. વચ્ચે એકી કરવા જતો ત્યારે ઘરની બહાર આડો અવળો ફરતો ને પાંચ–દશ મિનિટે આવતો.

કહેનાર–સાંભળનાર નીમુબહેન અને હું, બે જ જણાં!

એક દહાડે ઘરના વડીલો તરફથી સૂચના મળી કે મારે તેમના ત્યાં ન જવું. જવામાં જોખમ સમાયેલું છે!

અરે, આ શું સાંભળું છું! નીમુબહેન જેવાં પાસે જવામાં જોખમ સમાયેલું છે?

હા, હા, બે ચાર દીમાં તો તલવારના ઝાટકા ઊડશે!

તલવારના ઝાટકા! અને તે નીમુબહેન પર! હૈયું હાથ ન રહ્યું, છાનોમાનો તેમની પાસે જઇ પહોંચ્યો ને મેં બધી વાત કરી દીધી! તેઓ ભગવાનની માળા ફેરવીને તરત જ ઊઠયાં હતાં!

"અશોકભાઇ, જેમ મારા વહાલાની મરજી હશે તેમ થશે. પેલી 'મણિકાન્ત કાવ્યમાળા' જેમાંથી 'નિર્ભાગી નિર્મળા'ની કથા મેં કહી સંભળાવી હતી; એનો દોહરો યાદ છે ને!

" ભલે દુશ્મન બને દુનિયા, તમે ના કોપશો, બાપુ !
અમીમય આંખકયારીમાં, અફીણુ ના રોપશો, બાપુ !"

" હું તમારી પડખે છું, નીમુબહેન ! શું વાઘ સામે ગાય શીંગડાંથી સામનો નથી કરતી ! પરિણામ ભલે ગમે તે આવે ! વડીલો ભલે ગમે તે કહે !" મે કહ્યું.

" ના ભાઈ, મારા પડખે તો ભગવાન છે, કાલથી જો આવે તો તારી મોટી બહેનને મરેલી ભાળે !"

" હં, હં, હં, આ શું બોલ્યાં તમે ?"

" સાચું બોલી મારા ભાઈ ! તારી લાગણીને હું પિછાણું છું. મારે મન તું રેતીના રણમાં વીરડા સમાન છે. નિશ્ચિંત રહેજે. મને તો કંઈ થવાનું નથી. અને જો કંઈ થશે તો તારી બહેન સુખી જ થશે," ને નીમુબહેને મને પાસે લીધો. મારા સૂકા વાળ પર એમણે પોતાના સૂકા હોઠ દાબ્યા. ન જાણે કયાં સુધી ! વાળને ભેદીને માથા પર આવેલું પાણી સ્પર્શ્યું, ત્યારે મેં ઊંચે જોયું. નીમુબહેન રડતાં હતાં.

વડીલો મને સાદ પાડી રહ્યાં હતાં. મારે તરત જવું જોઈએ, એટલે ચાલ્યો ગયો.

બપોરે ગિરજો મળ્યો. મેં કહ્યું," હમણાં તું અહીં ન આવતો. આવવામાં જોખમ છે." ને પછી બધી વાત સમજાવી.

" શા માટે ન આવું ! હું કંઈ ડરતો નથી. !"

" શાબાશ, ગિરજા ! તું જાનીની નાતનો છે, છતાં કેવો વિવેકી ને ઉદાર છે ! આ લોકો કેવા જંગલી છે ! અને વળી એક વાત સારી કે ખોટી બની ગઈ, દૂધમાં દહીં ભળી ગયું, પછી શું ? થયું ન થયું થવાનું છે ?"

ગિરજાએ કંઈ જવાબ ન આપ્યો. એણે આવવાનું ચાલુ રાખ્યું. એની હિંમત અને ઉદારતા ઉપર હું પ્રીછા હતો. અમે પણ નાનકડું ચોકીદાર દળ ખડું કર્યું, ને રાત–દહાડો ચોકી કરવી શરૂ કરી. અમે ગુપ્તીઓ તૈયાર કરી. છત્રીના સળિયાને અણી કાઢી, ઘસીને ઉજળા કર્યા, ને લાકડાની મૂઠ નાખી, અરણીના લાકડાનું મ્યાન બનાવ્યું. એક નાની તલવાર પણ શોધી લાવ્યા. તીરકામઠાં ને ઢેખાળા દૂર દૂરની લડાઈ માટે એકઠા કર્યા. નીમુબહેનના પતિ, સસરો, બીજાં સગાં-વહાલાં પણ સામના માટે સજ્જ હતાં. હવામાં લડાઈનાં પડઘમ ગાજતાં હતાં.

અઠવાડિયું વીતી ગયું, કંઈ બનાવ ન બન્યો. વાતાવરણમાંથી ગરમીનો પારો ઊતરતો ચાલ્યો. ફરીથી સહુ સ્વસ્થ બન્યાં, છતાં નીમુબહેન ઘર બહાર નીકળતાં નહોતાં.

ભય સદંતર ટળી ગયેલો લાગ્યો. નીમુબહેનના પતિ તથા સસરા એક રાતે બહારગામ ગયાં. ખાસ નજીકનું કોઈ સગું ગુજરી ગયેલું, એટલે જવું અનિવાર્ય હતું! હવે ભય રહ્યો નહોતો, એટલે જ જવાનો વિચાર કર્યો. જતી વખતે તેઓએ મને કહ્યું:

"જેમ બનશે તેમ જલદી પાછા ફરશું. ત્યાં સુધી ઘરનું ધ્યાન રાખજે! આ વાત બહુ ચર્ચાય તેમ પણ ન કરતો."

"વારુ!" મેં તેમના જવાની વાત ખાનગી રાખવાનું વચન આપ્યું. બીજે દિવસે ફક્ત ગિરજાને વાત કરી કે એકાદ બે રાત આપણે જાગવાનું છે. નીમુબહેન એકલાં છે.

ગિરજો કહે " હું બેઠો છું ને. તું તો સૂઈ રહેજે! હવે કંઈ ભય જેવું નથી!"

રાત પડી. આરતી ટાણે રામજી મંદિરનું નગારું વગાડી, પ્રસાદ લઈ જલદી જલદી પાછો આવી ગયો. પણ ગિરજો તો મારા પહેલાં આવ્યો હતો. એણે કહ્યું: "આજ રાતે તું આરામ કર. હું બેઠો છું. કાલે વળી તારો વારો!"

મને એની વાત ઠીક લાગી. પથારીમાં પડયો, પણ નીમુબહેન યાદ આવ્યા કરે! એમની ચિંતા થયા કરે! પણ આજે તો ગિરજા જેવો મર્દ ચોકી પર હતો. સાથે અમે એવી યોજના રાખેલી કે કંઇ ભય જેવું લાગે તો પાસે મૂકી રાખેલો પતરાનો ડબ્બો વગાડવો. એનો અવાજ સાંભળતાં જ તમામ સભ્યોએ જે હાથમાં આવે તે સાધન લઈ હાજર થઈ જવું!

વિચાર કરતાં કરતાં આંખ બીડાઈ ગઈ. વખત વીતતો ચાલ્યો. અચાનક કોઈ મને ઢંઢોળતું લાગ્યું. હું સફાળો જાગી ગયો. મન પર ભયના પડછાયા પથરાઈ ગયા. જાગીને જોયું તો અમારી ટુકડીનો સહુથી નાનો સભ્ય ટપુ ઊભો હતો. એણે કહ્યું: " નીમુબહેનના ઘરની પછીતે કોઈ બે જણને આંટા મારતા મેં જોયા."

"તેં ગિરજાને વાત કરી કે નહિ?"

"ક્યાં છે ગિરજો!"

"ચોકી પર."

"ત્યાં તો કોઈ નથી."

"કોઈ નથી?" હું તરત ઊઠયો. પથારી નીચે પડેલી ગુપ્તી ઉઠાવી. ટપુને સાથે લીધો.

બહાર બધે અંધારું પથરાયેલું હતું. ગિરજો એના ચોકી કરવાના સ્થાને નહોતો. ટપુએ મને દોર્યો. અમે બંને વંડીની ઓથે લપાતા–છુપાતા આગળ વધ્યા. શેરીમાં કૂતરાં ભસી રહ્યાં હતાં. ભસતાં ભસતાં નીમુબહેનના ઘરની પછીત તરફ ડાચિયાં કરી રહ્યાં હતાં. અચાનક કોઈ વસ્તુનો ઘા થયો. એ પથરાનો ઘા નહોતો. ઝીણી નજરે જોયું તો એ રોટલાના ટુકડા હતા, ને ભસતા કૂતરાઓ શાન્ત થઈને એ ખાવામાં ગુંથાઈ ગયા હતા.

હું અને ટપુ ભીંતની પછીતે બરાબર લપાઈ ગયા. ત્યાંથી નીમુબહેનના ઘરની પછીતે ઊભેલા બે ઓળા શું કરે છે, એનું અનુમાન થતું. ઊંચો ને કદાવર ઓળો પછીત સરસો ખડો રહી ગયો, બીજો નાનો ઓળો એના ખભા પર ચઢયો, ને ધીરેથી છાપરાંની વળી ઝાલી લીધી. નળિયાં થોડાં ખખડયાં. કૂતરાં થોડાં ભસ્યાં. વળી રોટલાના ટુકડાના ઘા થયા.

મને વિચાર થયો કે ગિરજો હોત તો ખુલ્લે છોગે ત્યાં ધસી જઈ એ બંને બદમાશોને પડકાર આપત. મારું મન ગાડીના પેલા ભાડુતી ઘોડા જેવું છે, જે કોઈ ઘોડો આગળ દોડતો હોય તો પાછળ બરાબર દોડે! પણ કમનસીબે આણીના વખતે ન જાણે ગિરજો કયાં અલોપ થઈ ગયો હતો. ચોકીના જવાબદારીવાળા કામમાં એની બેદરકારી મને સાલી રહી. એને જવું હતું તો શા માટે મને ન જગાડયો? હું ચોકી પર બેસત!

પણ સવારની વાત સવારે. અત્યારે અબઘડી શું કરવું? ટપુ આગેવાની માટે નકામો હતો, એ અનુસરનારો હતો.

ત્યારે પતરાંનો ડબ્બો વગાડી શેરીને જગાડવી? પણ એમ કરવા જતાં આ બંને જણા નાસી જાય: ને જાગેલા વડીલો તથા શેરીનાં માણસો ખોટી રીતે ઊંઘ બગાડવા માટે ઠપકો આપે તો કરવું શું? ભારે મૂંઝવણ!

એકાએક કંઈક વિચાર આવ્યો, મેં તાત્કાલિક નિર્ણય કર્યો. ઉપર ચઢેલો માણસ નળિયાં ઉખેડી રહ્યાનો ધીમો અવાજ આવી રહ્યો હતો. ટપુને એટલામાં રહેવાનું કહી, હું ધીરેથી પડખેના એકઢાળિયા પર ચઢયો. મારે તો પાટલા ઘોની જેમ જવાનું હતું. જરા પણ સંચળ થાય તો ખેલ બગડી જાય. પેલો નાનો માણસ વળીઓ સાથે દોરડું બાંધી ઝડપથી અંદર ઊતર્યો.

અરે, એ અંદર પહોંચી જાય તો, ન જાણે શું અનુચિત કર્મ કરી બેસે! ભોળાં નીમુબહેન તો નિરાંતે ઊંઘતાં હશે! અચાનક મારાથી બૂમ પડાઈ ગઈ.

"ટપુ!"

"હાં!" નીચેથી ટપુ બોલ્યો.

"જલદી ડબ્બો વગાડ!" મેં કહ્યું.

પણ ટપુનો સામો જવાબ ન આવ્યો. ન ડબ્બો વાગ્યો. હું દોડયો. નળિયાં ખખડી ઊઠયાં. મારી જાત સંભાળી ન શક્યો. બે ચાર નળિયાં સાથે સીધો ઘરમાં

ધડામ લઈને પડચો. પડચો તેવો ઊભો થયો ને પેલા માણસને પડકાર્યો. મને જોઈ એ નીમુબહેનના ખાટલા તરફ ધસ્યો. એના હાથમાં નાનું શું ચપ્પું દેખાયું. એ પોતાનું કામ ખતમ કરવા ઉત્સુક હતો.

મેં ચીલઝડપ કરી. એનો હાથ પકડવા પ્રયત્ન કર્યો, પણ હાથના પહોંચાને બદલે બાવડું પકડાયું. એણે પોતાનો હાથ છોડાવવા ચપ્પાની અણી મારા હાથમાં ભોંકી દીધી. ન જાણે કયાંથી પણ મારામાં શૂરાતન પ્રગટ્યું. મેં હાથ છોડી એને બાથ ભરી લીધી. બરાબર કુસ્તી જામી. એ હતો તો લગભગ મારી ઉંમરનો પણ ભારે બળુકો હતો. મને ગિરજો યાદ આવ્યો. એ હોત તો!

પણ તરત મનમાં વિચાર્યું કે આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય! બધી હિંમત, બધું બળ એકઠું કરી ઝુકાવ્યું. એક તરફથી બૂમો પાડતો જાઉં, બીજી તરફથી લડતો જાઉં. ઘરમાં અંધારું ઘોર! નીમુબહેનના નામની પણ અનેક બૂમો પાડી, પણ ન જાણે એમને શાં ઘારણ વળી ગયાં હતાં!

બહાર ઉભેલો ટપુ પણ ડબ્બો વગાડતો નહોતો. અહીં કુસ્તી બરાબર ચાલતી હતી. ન જાણે મારામાં જોર કયાંથી આવ્યું કે પેલાને હું બરાબર પટકતો જતો હતો. એના કપડાં પર, મોં પર, મારા હાથમાંથી નીકળતા લોહીનો છંટકાવ થતો હતો.

અચાનક મારા હરીફે નવો પેંતરો જમાવ્યો, ને મને ચાર ખાના ચિત્ત નાખી દીધો. કૂદીને છાતી પર ચઢી બેઠો. મારો શ્વાસ ધમણની જેમ ચાલી રહ્યો હતો. હવે એને

ઉછાળીને પટકી શકું તેમ લાગતું નહોતું. મારા રામ રમી ગયા. મને લાગ્યું કે હમણાં એનું ચપ્પુ મારા કંઠમાં કે છાતીમાં પરોવાઇ જશે. પણ ન જાણે કેમ, એ મને દબાવી, મોં પર હાથ નાખી બેસી રહ્યો.

"રાંડનું નાક કાપી લે ! ઝટ કર !" બહારથી ધીરો અવાજ આવ્યો. મારા હરીફે તે સાંભળ્યો. પણ તેનાથી મને ઝટ છોડી શકાય તેમ નહોતું ! તે બીજો કંઈ વિચાર કરે તે પહેલાં એકાએક પાછળથી ધોકરણાનો ફટકો એની પીઠમાં ગાજ્યો. એ બિચારો બેવડ વળી ગયો. મને તરત તો સમજણ ન પડી, પણ જોયું તો નીમુબહેન હાથમાં ધોકરણું લઈ સાક્ષાત્ ચંડીસ્વરૂપ જેવાં ખડાં હતાં. એમણે મારા હરીફને નીચે પાડી દીધો ને ઘરનું બારણું ઉઘાડી નાખ્યું.

જેવું બારણું ઉઘડ્યું તેવો પેલો હરીફ કૂદીને નાઠો. મેં પણ એની પાછળ છલાંગ મારી. એ તીરની જેમ મારા ઘર તરફ વળ્યો ને જે પરસાળમાં મારો સુવાનો ખાટલો પડ્યો હતો, ત્યાં પહોંચ્યો. મેં પણ બરાબર પીછો કર્યો. પરસાળમાં પહોંચ્યો ત્યારે મારું ગોદડું સળવળતું જોયું ! કોઈ અંદર છુપાવા મથતું હતું.

નક્કી, બદમાશ મારા ખાટલામાં સૂઈ ગયો !

"બદમાશ !" મેં ચીસ પાડીને ગોદડું ખેંચ્યું. પેલો લોહીથી છંટકાયેલો અંદર જ પડ્યો હતો. મેં એને હાથ પકડીને ખેંચ્યો, ને બૂમ મારવા યત્ન કર્યો. પેલાએ મારું મોં દાબ્યું, ને કરગરીને કહ્યું:

"અશોક, હું તારો દોસ્ત ગિરજો! મને માફ કર!"

"ગિરજો! અરે, નીમુબહેનનું નાક કાપવા તું આવ્યો હતો!"

"હા, અશોક! તું જાણે છે, કે હું જાનીની નાતનો જુવાન છું! જેણે અમારી નાતનું નાક કાપ્યું એનું નાક કાપવાની મારી ફરજ હતી."

નાત વિષે આટલું ઝનૂન! પૂજનીય નીમુબહેન પ્રત્યે આવો ઘૃણિત વ્યવહાર!

"અશોક, મને છટકી જવા દે! બહાર ધમાલ શરૂ થઈ લાગે છે!"

"ગિરજા! પણ તેં મને દગો દીધો!"

"તને ક્યાં દગો દીધો? એ ક્યાં તારી સગી હતી?"

"સગી નહોતી એટલે શું?"

"મને જવા દે! અશોક, હવે તારી વચ્ચે નહિ આવું!"

ગિરજાને મેં ઢીલો કર્યો. અરે, ગિરજાની કેટલી ભેદભરી ભયંકર વર્તણૂક! સંસારમાં કોનો ભરોસો કરવો? એણે ઠેઠ સુધી સાથે રહી દગો કર્યો! હવે સમજાયું કે એ શા માટે મને ચપ્પુ મારતો નહોતો!

બહાર અમારો ડબ્બાનો ઢોલ વાગતો હતો, ટપુ જોર જોરથી બૂમો પાડી રહ્યો હતો, શેરીનાં લોક જાગી રહ્યાં હતાં.

"અશોક, મારી પાસેનો તિલસ્માતી હીરો તને આપું છું. મને જવા દે," ગિરજાએ ખિસ્સામાંથી એક કાચનો હીરો કાઢીને મને આપ્યો, "આ હીરો તારું કામ કરી દેશે."

ગિરજાને મેં જવા દીધો. પેલો બીજો માણસ પકડાઈ ગયો હતો. ટપુએ એને પકડાવી દીધો હતો. પહેલાં ટપુને એણે પકડ્યો હતો, પણ હોહા થતાં પેલાના પંજામાંથી એ છટક્યો હતો.

શેરી આખી જાગી ઊઠી હતી. પિતાજી પણ જાગ્યા હતા. હું કંઈ કહું તે પહેલાં, સામેથી નીમુબહેન મારી ખબર કાઢવા આવી રહ્યાં હતાં. પિતાજીની સદા લાજમર-જાદા રાખનાર નીમુબહેન આજ ખુલ્લા મોંએ હતાં. એમના વાળ છુટ્ટા હતા. ગોરા ગોરા મોં પરનો મોટો ચાંદલો રેલાઈને આખા કપાળને કંકુથી ભરી દેતો હતો. કોઈ સતી મા આવતાં હોય એમ મન કલ્પના કરી રહ્યું! અરે, એમને ખાતર કંઈ પણ સહન કરવાનું મળે, એ તો સદ્‌ભાગ્ય જ હતું!

"અશોકભાઈ, કેમ છે?"

"કશું જ નથી, નીમુબહેન! પિતાજી ત્યાં ઊભા છે. ઘેર જાઓ!" મેં વાત છુપાવવા ચાલાકી કરી.

"શું છે, અશોક!" પિતાજીનો ગોરવભર્યો અવાજ આવ્યો.

"કંઈ નહિ." એમ કહેતાં મેં હાથ પર ઝભ્ભો પહેરી લીધો.

છગુજી બિહોલો પેલા માણસને પકડીને લાવતો હતો. એ જાનીની નાત તરફથી રખાયેલો મારો હતો. ગિરજો એની મદદમાં હતો, ને એને બહાર રાખી નીમુબહેનનું નાક કાપ્યાનો જશ એને લેવો હતો. ગિરજો ગુપ્તચરનું કામ કરતો, ને અહીંની બધી ખબરો ત્યાં મોકલાવ્યા કરતો. એણે જ

બધે જાગૃત્તિ જોઈ ઠંડા પડી જવાનું કહ્યું હતું. અને આજે એણે જ સંદેશો પહોંચાડ્યો હતો, કે બરાબર લાગ આવ્યો છે. કોઈ ઘેર નથી!

છગુજીએ તો પેલાને ચૌદમું રતન ચખાડવા માંડ્યું. થોડી વારમાં એ બધી વાત માની ગયો. જેઓ અંદરખાનેથી મદદ કરતા હતા, તે બધાનાં નામ આપી દીધાં.

"છગુજી, જા, એને દરબારગઢમાં લઈ જઈને કેદમાં પૂરી દે. સવારે જોઈ લેવાશે."

છગુજી પેલાને લઈને ઉપડ્યો. અમે બધા એની પાછળ સરઘસમાં જોડાયા. ગિરજાનું નામ હાથે કરીને મેં ઉડાવી દીધું. બીજે દહાડે દરબારગઢમાં સહુને બોલાવવામાં આવ્યા, કેટલાકના દંડ થયા. કેટલાકના તોફાન ન કરવા માટે જામીન લેવાયા. આમાં પિતાજીનો ખાસ હાથ હતો.

નીમુબહેન નિર્ભય બન્યાં.

ગિરજો સીધો બહારગામ ચાલ્યો ગયો. રખેને હું નામ આપી દઉં, એટલે એને પકડાઈ જવાનો ભારે ભય હતો. આ બધું થાળે પડ્યા પછી, લાંબે ગાળે એનો પત્ર આવ્યો, કે મેં જે હીરો તને આપ્યો છે, તે ભારે કાર્ય સિદ્ધિ કરનારો છે. ગમે તેવા ભયમાં રક્ષણ કરનારો, મોતના મોંમાંથી બચાવનારો, સંકટમાં સહાય કરનારો છે. હું એના લીધે જ બહદુરીનાં કામ કરી શકેલો, ને છેવટે તું જોઈ શકયો કે તેના પ્રતાપે જ બધામાંથી છટકી શકયો ને હાલ મજામાં છું. અહીં વીશી કરવાનો વિચાર કરું છું. ગઈ ગુજરી ભૂલી જજે!"

અરે, આખા પત્રમાં નીરુ બહેનનું નામ પણ નહિ! તરત ગિરજાનું પેલું વાક્ય યાદ આવ્યું: "એ કંઈ તારી સગી છે?" મેં મનોમન જવાબ આપ્યો: "સંસારમાં સાચું સગપણ સદ્ગુણનું! સદ્ગુણી આપણો સગો ન હોય તેથી શું?"

અમારા બે વચ્ચે મને મોટું અંતર લાગ્યું. અકસ્માત રીતે સંધાયેલી દોસ્તી અકસ્માત રીતે તૂટી.

દોસ્તીના ખંડેર પર અમે જીવનભર મરસિયા ગાતા રહ્યા.

## ભૂતા ભાભા

[ ૧૦ ]

**ભાવસારનો** એક ગરીબ છોકરો! ભૂલો એનું નામ, માબાપ વિનાનો, ઘરબાર વિનાનો, સગાંસ્વજન વિનાનો! જે રોટલો ને ઓટલો આપે એના ત્યાં પડ્યો પાથર્યો રહે. બતાવો એ કામ કરે. ગમે તેનું કામ કરે!

શરીરે એવો અલમસ્ત કે ન પૂછો વાત! ઘરડાં દાદીમા ઘણી વાર કહે: "તમને ઘી–દૂધ ખવરાવીને થાકયાં તોય ડિલે ન થયા, ને આ ભૂલો! ખાટી છાશ ને વાસી રોટલા પર કેવો મગરમચ્છ જેવો થયો છે!" ભૂલો નફકરો હતો. ખાવા મળ્યું તોય સહી, ન મળ્યું તોય સહી. કોઈએ આદરમાન આપ્યાં તોય ઠીક, ન આપ્યાં તોય ઠીક!

ભૂલો નાતે ભાવસાર. ભાવસારનો ધંધો કપડાં રંગવાનો. એમનું કામ રાતે ચાલે. આખી રાત કામે કરે ને આખો દી ઊંઘે, ભાવસાર લોકો ગરીબ જાણીને ભૂલાને કામ આપે! ભૂલો પણ કામે જબરો. ગમે તેટલાં કપડાં આપોને, સવાર થતાં ખલાસ! એની રંગ ચઢાવવાની આવડત અનોખી! એની નીખારવાની છટા સુંદર!

એની શક્તિ ને સ્ફુર્તિ જોઈ સહુ કહેઃ ભુલાએ તો ભૂત સાધ્યું છે. એનું નામ ભુલાભાઈ નહિ: ભુતાભાઈ!

ને લોકો ભુતાભાઇએ કેવી રીતે ભૂત સાધેલું, એની સરસ વાર્તા કહી સંભળાવે. વાર્તા એવી છે, કે

કાળી ઘોર રાત હતી. મસાણનાં મડદાં હોંકારા કરે ને ચૂડેલું રાસડા લે, એવું ભેંકાર અંધારું હતું. તળાવની પાળ પર આજે એકલો ભૂલો હતો. વળી શિયાળાની ઋતુમાં રંગ સારા થાય, એટલે કામ વધુ હતું. સમી સાંજથી ભૂલો કામે લાગેલો. ટાઢ કહે મારું કામ! બીજા તો વહેલું વહેલું કામ પતાવીને ઘર ભેગા થઈ ગયેલા. ભૂલાને તો હજી ગાંસડો બાકી હતો!

મધરાતના પહોર થયા. આઘે સ્મશાનની ચેહ જલતી હતી. ભૂલાએ વિચાર કર્યો કે લાવ, જરા હાથપગનાં તળિયાં શેકી આવું! શ્મશાનમાં તો ધોળે દહાડે જતાં ડરીએ, તો કાળી રાતે કોનું કલેજું હાલે! પણ ભૂલો તો ભૂતનો ભાઈ! એ કહે, અરે, જીવતાને મરેલાં મડદાં શું કરવાનાં હતાં?

જઈ ને ભૂલો હાથ–પગ શેકી આવ્યો: પણ અગ્નિની હુંફ વળી એટલે આંખો ઘેરાવા લાગી. એને મન થયું કે લાવને જરા આંખ મીંચી લઉં! પાછલી રાતે બધું કામ ધડુસીને પૂરું કરી નાખીશ, પણ તળાવને કાંઠે જમીન પર આડા થવામાં ઘણો ભો! એરુ–ઝાંઝરુ! વીંછી ઘો!

ભૂલાની આંખો થાકમાં ને ઊંઘમાં ઘેરાતી હતી. એણે મોટેથી એક બગાસું ખાધું: ને આળસ ભાંગી. એની નજર પાળ ઉપરની આંબલી પર ગઈ. અરે, રૂપ ળા પારણા જેવી ડાળો છે. લાવને એમાં પોઢી લઉં. ભૂલો ઉપર ચઢીને સૂનો!

માએ જાણે પારણામાં સુવાડ્યો, રાતપરી જાણે હાલરડાં ગાવા લાગી, નીંદપરી એને બકીઓ લેવા લાગી.

સન્ સન્ ગાજતી રાત ચાલી જતી હતી. એકાએક કોઈના રડવાનો અવાજ સંભળાયો. ભૂલો જાગી ગયો. એણે ચારે તરફ નજર ફેરવી, કોઈ ન દેખાયું! વળી ઊંઘવાનો વિચાર કરતો હતો, ત્યાં રડવાનો અવાજ સંભળાયો. એણે ચમકીને નીચે નજર નાખી તો કોઈ પડછંદ આદમી-ધોળાં ચેતર જેવાં કપડાં પહેરીને બેઠો બેઠો રૂવે!

નક્કી ભૂતભાઈ! ભુલાએ મનમાં કહ્યું: ને કમરમાં ખોસેલી ધારદાર છરી કાઢી. આ છરી તો દાતણ કાપવા માટે, ડુંગળી સમારવા માટે સાથે રાખતો. એ ધીરેથી થડ પરથી નીચે ઊતર્યો, ને ઝપ્પ લઈ ને પેલા ભૂતની ચોટલી કાપી લીધી. કાપીને સાથળ ચીરી એમાં સંતાડી દીધી. ઉપર હાથ ફેરવ્યો એટલે સાથળ હતો તેવો.

ભૂત ચમક્યું, પણ એ કંઈ ચમકારો કરે તે પહેલાં તો સિફતથી કામ પતી ગયું. ભૂત સમજી ગયું કે આજે કોઈ મારો ભાઈ જ ભેટ્યો છે. નકામા ચાળા કરીને એને છેતરી નહિ શકાય. એ તો બાપડું હાથ જોડીને રગરગવા માંડ્યું:

"એ ભુતાભાઈ, કહો તે કામ કરું! પહાડ ખોદીને મેદાન કરું, મેદાન ચણી પહાડ ખડો કરું: પણ ચોટલી પાછી આપો! અમારું જોર માત્ર એમાં!"

"બેટમજી, ઠીક હાથ આવ્યા છો. હવે એ પાછી ન મળે. મારે કોઈ સાથી નથી કે સંગાથી નથી. એકલપંડ છું,

તમે ઠીક મળ્યા. ડાહ્યાભાઈ, પહેલાં સીધા સીધા કપડાં ધોઈ નાખો. હું જરા આડો પડું છું.”

બિચ્ચારું ભૂત! ઝબ્બ લઈને કપડાં ધોવા લાગ્યું ને રંગ ચઢાવવા લાગ્યું. ભુતાભાઇ નિરાંતે આંબલી પર ચઢી આડે પડખે થયા. પરોઢ થતાં થતાં કામ ખલાસ! કામ પૂરું કરી ભૂત કહે: “ભુતાભાઈ, કામ પૂરું થયું, હવે રજા છે?”

“ના રે ના! કપડાં ઘેર કોણ લઈ જશે, મારા બાપ! ઘેર મૂકીને પછી સુખે જા!”

ભૂત પરવશ હતું. એની ચોટલી ભુતાભાભાના કબજામાં હતી, ને ત્યાં સુધી એ રાંક હતું, આમ ભુતાભાભાને તો સુખ થયું. રોજ તળાવ પર જાય ને આંબલીએ ચઢી સૂવે! આખી રાત ભૂત રોયા કરે અને ધોયા કરે! એના બદલામાં ભૂતાભાઈ એને રોજ એક એક વાર્તા કહે. ભૂત હોંકારો દેતું જાય ને કામ કરતું જાય. ભૂત કહે, ” અરે, એક દહાડો હું ય સંસારી હતો. મને સંસારનાં સુખદુઃખની વાતો સાંભળવી બહુ ગમે છે.” ખૂબ રસથી વાતો સાંભળે.

મહિનાઓ ચાલ્યા ગયા. ભૂતાભાભાને એકાંતરીઓ તાવ લાગુ પડચો. ગળીને સાવ દૂબળા થઈ ગયા. હવે તો ભૂત ઘેર આવીને કપડાં, સાબુ, ઉહ, રંગ લઈ જાય અને આખી રાત કામ કરી સવારે બધું પાછું સોંપી જાય.

ભુતાભાભાએ વિચાર્યું કે શરીરમાં ચોટલી છે, એના કારણે તાવ આવતો હશે. ચોટલી કાઢીને રંગના કોઠીમાં મૂકી છાંડી. રોજ જાતે ઊઠીને રંગ આપે. એક વાર તાવ બહુ

ચડેલો, ને ભૂત રંગ માગવા આવ્યું. તાવના ઘેનમાં કીધું : " લઈ લે પેલી કોઠીમાંથી ! "

ભૂત રંગ લેવા ગયું. પણ થોડી વારમાં રંગ લીધા વિના નાચતું કૂદતું પાછું આવ્યું ને કહેવા લાગ્યું : " ભુતા-ભાઈ, રામ રામ ! હું જાઉં છું ! "

ભુતાભાઈને પોતાની ભૂલ તરત સમજાઈ ગઈ. એમણે કહ્યું: " એ ભલા આદમી, હવે જવું હોય તો જા, ઘણા દહાડા તને રોકી રાખ્યો, પણ કંઈ યાદગીરી તો દેતો જા ! "

" યાદગીરીમાં એકાંતરિયા તાવના ઉતારનો મંત્ર આપું છું. જે કોઈ પ્રાતઃકાળે દહીંનો વાડકો લઈ મૂંગે મોંઢે તમારી પાસે આવે, અને તમારું બારણું ખખડાવે, એને તમે મારું નામ નવ વાર લઈ ધતુરાનાં પાનનાં પાંચ ટીપાં અંદર નાખજો. એક વાર, બે વાર ને વધુમાં વધુ ત્રણ વાર જે કોઈ રોગી આશે એનો રોગ જશે. "

ભૂત ગયું, પણ ભુતાભાઈને મંત્ર આપી ગયું. એનાથી એમનો એકાંતરીઓ ગયો, ને ગામ લોકને પણ સુખ થયું. કોઈને એકાંતરીઓ લાગુ પડયો કે પહોંચ્યો ભુતાભાઈ પાસે !

આ વાત તો અમારા જનમ પહેલાંની. મારા પિતા પણ એ કાળે પાંચેક વર્ષના હશે. પિતાજીને એકાંતરિયો આવે. લઈને દાદીમા ભુતાભાઈ પાસે ગયેલાં. ભુતાભાઈએ મંતર ભણીને તાવ હઠાવ્યો. દાદીમા ખુશ ખુશ થઈ ગયાં. પણ એમણે ભુતાભાઈનો લઘરવઘર વેશ જોઈ કહ્યું:

" ભુતાભાઈ, તમે સહુનું દુઃખ હરો છો, પણ તમારું દારિદર કેમ કોઈ હરતું નથી ! "

"શું કહું, મા! હવે વિલાયતી કાપડ તરેહ તરેહનું રંગાઈને આવે છે! શું ભપકો ને શી ભાત! ભાવસારોનો ધંધો ભાંગતો જાય છે, રોજી પૂરતી નથી મળતી!"

"મારે ત્યાં વાણોતર રહેશો?"

"હા, માજી! એવું મારું નસીબ ક્યાંથી! તો તો વાણિયા બામણ સાથે રહી મનખા દેહ સાર્થક કરું. બાકી આ તો ભૂતના જેવો ધંધો!"

ભુતાભાઈ અમારા વાણોતર થયા. મારા પિતા એમના હાથે હીંચોળાયા. છોકરાં રાખવાં ને શાક લાવવું, એ એમનું કામ! અમે જન્મ્યા ને મોટા થયા ત્યારે તો ભુતાભાભા ઘરડું પાન થઈ ગયેલા. પણ જીવ તો એવો ને એવો જુવાન! અમારો એ રક્ષણાત્મક કિલ્લો હતા. વાંક–ગુનો કરી એમની સોડમાં ભરાઈ જઈએ. પિતાજી ધમકાવવા આવે તો કહે:

"છોકરાં માતર (માત્ર) એવાં! તું ક્યાં આનાથી સારો હતો. આ ઉંમરે તોફાન નહિ કરે તો મારી જેમ ઘરડાં થઈને કરશે?"

પિતાજીનો રોષ ઊતરી જાય ને જતાં જતાં કહે: "ભુતાભાઈ, છોકરાંને તમે બગાડશો."

"અરે ભઈલા, મારે હાથે તમે ન બગડયા, તો શું આ બગડશે?" ભુતાભાભા કહે.

ભુતાભાભા અમારા ખાસ મિત્ર, અલક મલકની કંઈ કંઈ વાતો કહે. પણ એમાંય અમને ભૂત–પ્રેતની વાતો માટે ખાસ ઈંતેજારી! એનું કારણ એ કે સહુ કોઈ એ બાબતમાં

જુદું જુદું કહે. નિશાળમાં શિક્ષક કહે, “ભૂત–બૂત નથી. એ તો મંછાભૂત ને શંકા ડાકણ!”

ગામના સહુ લોકો કહે: “ભૂત છે! સાચી વાત છે!”

ભુતાભાભા કહે: “છે પણ અને નથી પણ!”

એવામાં એક અજબ પ્રસંગ બની ગયો. અમારે ત્યાં રહેતો ચોકીદાર છગુજી બિહોલો નવરાતની રાતે એકાએક ફાટી પડ્યો. બીના એવી બની કહેવાય છે, કે નવરાતની ગરબીઓમાં ગામના સરખે સરખે જુવાનીયા હીંચ લેતા હતા. નવરાતના દિવસો એટલે જોગણીઓના દિવસો. જોગણી મા રથમાં બેસી ફરવા નીકળે, કોઈથી ઉઘાડા સુવાય નહિ. કૂવે, અવાડે કે નદીએ એકલા જવાય નહિ!

સરખે સરખા બેઠા હશે, ને વાતમાં વાત નીકળી:

“મહેતા વાડીના પીંપળા નીચે રાતના બાર વાગે જઈને કોઈ ખીલી ઠોકી આવે તો મરદ લેખું!”

“મરદ લેખવામાં શું વળ્યું?” છગુજી બિહોલો ગર્જી ઊઠયો: “કંઈ શરત બકો!”

“અરે શરત! જે ખીલી મારીને આવે એને સવા દશ શેર પેંડા! પણ ભાઈ, સહુ જાતનું જોખમ સમજીને જજો!”

“હવે જોયાં જોખમ! આખી જિંદગી વગડામાં ભમ્યો છું, પણ ક્યાંય ભૂત–પ્રેત ભાળ્યાં નથી!” એમ કહી છગુજી બિહોલો ખીલી લઈને બરાબર મધરાતે ઊપડયો.

કહે છે, કે એ ગયો. જઈને પીંપળા નીચે ઊભો રહ્યો, ખોંખારો ખાધો, બાજુમાં બેસી પેશાબ કર્યો ને બોલ્યો:

"જે હોય તે હાજર થાય! હું છગુજી બિહોલો, ખીલી ખોડીને જાઉં છું."

એણે તો પાસે પડેલા પાણાથી ખીલી ખોડી: ને જેવો પાછો વળવા જાય છે, એવું ધોતિયું ખેંચાયું.

"હાય બાપરે ખાધા! ભૂત!"

વજ્ર જેવો છગુજી ડરી ગયો. એણે જોરથી ધોતિયું ખેચ્યું. ભૂલથી એ ખીલી સાથે જમીનમાં જડાઈ ગયેલું. ખેંચતાની સાથે ખીલી સાથે નીકળી ગયું, ને છગુજી નાઠો તે સીધો ઘર ભેગો! જઈને પડ્યો પથારીમાં!

સવારે સહુ એના ત્યાં ગયા, ત્યારે જોયું તો મરેલો પડેલો. દાક્તર આવ્યા. દાક્તર કહે, બહુ દારૂ પીવાથી હૃદય મોટું થઈ ગયું હતું, એથી એનું મૃત્યુ થયું.

પણ લોકોએ તો પેલું જ કારણ આપ્યું. જોગણી માએ ભરખી લીધો!

## ગુજરાતી દાળ–ભાત

### [ ૧૧ ]

**વહેમનાં** ઝાડ એવાં છે, કે વધીને એનાં વન બનતાં વાર લાગતી નથી. ભૂત વિષે એવું જ બન્યું. ભુતા ભાભા પોતે કંઈ ચોક્કસ કહી શકતા નહિ. અનુભવી કહેવાતા, છતાં કોઈ વાર હા, તો કોઈ વાર ના કહેતા. અમારું મન પણ કોઈ વાર ભૂતની હસ્તી કબૂલ કરતું, કોઈ વાર ઇન્કાર કરતું.

અમે આ વાતના સત્યાસત્યનો નિર્ણય કરવા પાકો ઈરાદો કર્યો. એટલામાં કોઈકે અમને માહિતી આપી, કે વાણિયાના ગોરજીઓ ને જતિઓ આ વિષે જાણપણું રાખે છે!

તાકડે અનુકૂલ પ્રસંગ મળી ગયો. અમારા ગામમાં એક ગોરજી આવ્યા. તેઓની ખૂબ ભાવભક્તિ કરી, જતી વખતે ગોરજીએ કહ્યું: " ટાબર (છોકરા), કંઈ માગી લે ! "

" અમને ભૂત બતાવો, બાપજી ! "

" વારુ ! ગુજરાતી દાળ–ભાતમાં હિંમત છે ખરી ? હૈયું હાથ રહેશે ? " " ગોરજી હસ્યા ને બોલ્યા: " અચ્છા ! અચ્છા ! પ્રસંગ પડતાં જરૂર તેડાવીશ. "

બે એક મહિના બાદ તેમનો કાગળ આવ્યો: " અહીં

એક દેરાસરની પ્રતિષ્ઠા છે. સ્વયંસેવક તરીકે આવજો. જોઈ તો અનુભવ મળશે."

અમે ત્રણ-ચાર જણા ઉપડ્યા. જે રાતે દેવોને આમંત્રવાના હતા, ને નૈવેદ્ય ધરવાનું હતુ: એ રાતે જતિજીએ વળી નવી વાત રજૂ કરી: "ચાર જણમાંથી ફકત એક જ જણ મારી સાથે આવો!"

અમને ચારે જણાને આ સાંભળી ભારે નિરાશા થઈ. પણ હવે કોઈ રસ્તો નહોતો. બધાએ મારી પસંદગી કરી.

મુકરર સમયે અમે ચાલી નીકળ્યા.

રાત્રીનો દેવતા પૃથ્વી પર છૂટે હાથે કાજળ વેરી રહ્યો હતો. આકાશમાં તારલિયાઓ અત્યારે નજીકના સ્નેહી જેવા લાગતા હતા. માર્ગ ઓળખવા માટે કેવલ એજ એક સાધન અમારી પાસે હતું. એકાએક એક વૃક્ષ ખૂબ જોરથી ડોલી ઊઠ્યું. થોડીવારમાં તો જોરથી ડોલી રહેલું વૃક્ષ આંચકા નાખી પૃથ્વીમાંથી મૂળ સમેત ઉખડી પડે એવું દેખાતું હતું.

"જતિજી! પવન તો બિલકુલ શાન્ત છે; ને આ ઝાડ વંટોળિયામાં ડોલે તેવું કેમ ડોલે છે?"

"વંટોળિયો?" જતિજીએ મારા શબ્દને જ ફરીથી દોહરાવ્યો ને હવામાં હાથ વીંઝતાં કંઈક બોલ્યા. જોયું તો વૃક્ષ તદ્દન શાન્ત થયું હતું. પવનના સુસવાટાનો અવાજ શમી ગયો હતો.

અમારી મંડળી ધીરે ધીરે ગામ બહારનાં ઊંડાં કોતરો ઉતરી રહી હતી. અમારી મંડળીમાં અમે ચાર હતા: જતિજી, હું, બળી બાકળા ઊંચકનાર મજુર અને એક ચોકીદાર પઠાણ.

પઠાણના હાથમાં તલવાર હતી. એ પણ વારે ઘડીએ કંઈ અવનવા શબ્દો ઉચ્ચારી રહ્યો હતો.

"જતિજી! હજી કેટલે જઈશું?"

"ભાઈ! હજી તો દૂર છે. સ્મશાનભૂમિ પાસે જ જવું પડશે. એવા દેવો શ્મશાનભૂમિ, કુવે, નવાણે બહુ મળે. બીજે સ્થળે બોલાવતાં જરા મહેનત પડે!"

એટલામાં કોઈ ધડખડ–ધડખડ અવાજ સંભળાયો. અને પઠાણની તરવાર હવામાં વીંઝાતી દેખાઈ.

'અલ્લાહોલબિલાકુવત' પઠાણના શબ્દો સંભળાયા. તારાઓનો પ્રકાશ નીચે ખીણમાં ઓછો આવી શકતો હતો; પણ તેટલા પ્રકાશમાંય અમે જોયું કે: એક સફેદ ઘોડો રેવાલમાં ચાલતો અમારી પાછળથી ચાલ્યો ગયો. પઠાણે એ જોયું ને એણે ભયથી તરવાર ખેંચી હવામાં વીંઝી હતી.

મેં પાછળથી જોયું પણ જતિજીની દૃષ્ટિ તો આગળ જ હતી. તેઓ ધીરે ધીરે કંઈ ગણગણતા, આડું અવળું જોયા વગર સીધા ચાલ્યા જતા હતા. ડર કે ભય જેવું અથવા નવાઈ જેવું એમને મન કશું નહોતું. પઠાણ બહાદુર નર હતો. આવો પ્રસંગ એને માટે નવાઈભરેલો હતો. છતાં જેની પાસે પોલાદી હૈયું હોય, તે કોઇ પણ મુકાબલા માટે, ગમે તે પળે તૈયાર જ હોય. એની પાસે બે ખાતરીબંધ સર્ટીફિકેટ હતાં; એક સર્ટીફિકેટ પોતાના ઈષ્ટદેવ પરના વિશ્વાસનું અને બીજું કાંડાના કૌવતનું. એ બેમાંથી મેં એકે પરીક્ષા પાસ કરી નહોતી, તો સર્ટીફિકેટની તો વાત જ શી!

બજી–બાકળા ઊંચકીને આવતો પડછંદ મારવાડી

મજૂર કેટલીકવાર આંખ મીંચીને ચાલતો હતો. એના હૃદયમાં પોતાના ઇષ્ટદેવ પર વિશ્વાસ નહોતો ને કાંડાના બળ પર પુરતી ખાતરી નહોતી. જ્યારે જતિજીની હુંફે નવીનતા જોવા મારાં ગુજરાતી દાળભાત હિંમત ધરીને બેઠાં હતાં, એજ આશ્ચર્ય હતું.

પહાડનો ઢોળાવ હવે લગભગ પૂરો થયો હતો. અમે સપાટ જમીન પર આવી ગયા હતા, એમ ચોક્કસ લાગતું હતું. મધરાતનો શીળો પવન શરીરને અડકી રહ્યો હતો. કોતરોમાં શિયાળવાંની લારી સ્પષ્ટ સંભળાતી હતી. ઘૂવડ પણ ઘેરા નાદે જંગલ ગજાવી રહ્યો હતો.

" ૐ શાંતિ : ૐ શાંતિ : " આ મંત્રોચ્ચાર કરતાં કરતાં જતિજીએ મને સામે ઈશારો કર્યો. અંધારામાં કશુંય નહોતું; પણ કલ્પનાને લાગતું હતું, કે કોઈ રાજા મહારાજાની સવારી હાથી ઘોડા પર ચઢીને જતી હશે; ને જેમ હોંકારા થાય તેમ હોંકારા કાનને સંભળાતા હતા.

" ભુતાવળ લાગે છે ! " મેં ટીકા કરી, પણ મને જવાબ આપવા કોઈ તૈયાર નહોતું. થોડી વારમાં સહુ થોભ્યા. થોડે દૂર જમીન પર એક કુંડાળું કરી જતિજીએ અમને ત્રણેને ત્યાં બેસવા કહ્યું.

શ્મશાન સૂકું હતું. એક તાજી ચેહ બુઝાવાની તૈયારી પર હતી. પાસે કરેણુ અને આવળનાં નાના છોડ અને થોડે દૂર આંબલી, બોરડી અને પીપળાનાં વૃક્ષ ઊભાં હતાં. જૂની બુઝેલી ને વિખરાયેલી ચિતાની ભસ્મ એકઠી કરી, કેટલાક પર પાણીની ભરેલી માટલીઓ મૂકેલી પડી હતી. નાના નાના

હાડકાંના ટુકડા વીણતા શિયાળના આવવા–જવાના ખડખડ અવાજો આવતા હતા.

થોડી વારમાં કોઈ નાનું બાળક રોતું હોય તેવો અવાજ સંભળાયો. મારા કાન સાવધ થયા, પણ અમારી સાથેના મજૂરે તેનો તરત જ ખુલાસો કર્યો.

"ભૈયા! ડરવાનું કારણ નથી. એક જાતના પક્ષીની આ ચીસો છે. આપણને ચોક્કસ લાગે, કે નક્કી કોઈ બાળક રોતું હશે!"

અંધારામાં ટટ્ટાર ઊભેલો જતિજીનો દેહ અત્યારે અમને જ બીવરાવે તેવો લાગતો હતો. એમના લાંબા, ઓડિયા વાળ હવામાં છુટા ફરફરતા હતા. એક હાથમાં નૈવેદ્યની ટોપલી હતી, બીજો હાથ ઊંચોનીચો થતો હતો.

કંઈક અસ્પષ્ટ શબ્દો સંભળાયા ને જતિજીએ બળિ-બાકળાના ટોપલા ખાલી કરવા માંડયા. મારી નજર ત્યાં જ મંડાઈ રહી હતી. જે જાણવા માટે આટલું સાહસ ખેડીને આવ્યો હતો, તેની ઘડી આવી પહોંચી હતી.

મેં બરાબર જોયું: "ઊંચે ઉછાળેલા બાકળા નીચે પડતા નહોતા! નીચે જમીન પર ફેંકાયેલા બાકળા કોઈ ખેંચતું હોય તેમ 'કશ-કશ' અવાજ આવતો હતો. હાથ લાંબા કરી કરીને, કોઈ દુકાળિયા અન્ન માગી રહ્યા હોય તેવી સ્થિતિ જોવાતી હતી; પણ હાથ ઘસડવાનો, ઝીણા ચિત્કારો કરવાના અવાજ સિવાય કંઈ આંખે દેખાતું નહોતું. પણ થોડી વારમાં એ સ્થિતિ પલટાઈ. જતિજીએ બાકળા ફેંકવા બંધ કર્યા. અંધારામાંથી તેમના શબ્દો સ્પષ્ટ સંભળાતા

હતા, પણ બાકળા ફૂંકવા બંધ થયા ને આખું વાતાવરણ હચમચી ઊઠ્યું. વાવંટોળિયો પેદા થયો હોય તેમ; રેતીના ગોટેગોટ ઊડવા લાગ્યા. ચોતરફથી ભયંકર ચિત્કારો સંભળાવા લાગ્યા. સનસન કરતી હવા હવે જોરથી ફુંકાતી હતી. નાનાં નાનાં આવળનાં ઝાડ ધ્રૂજી રહ્યાં હતાં.

અમારી હિંમતનો આખરી આંક આવી રહ્યો હતો. મજુર 'ઓ બાપ રે' કરતો મારા પગને વિંટળાઈ વળ્યો, ને એ પગને બાઝ્યો કે મારી બચી બચાવેલી હિંમત ખલાસ થઈ. હું ઢગલો થઈ નીચે પડયો.

"સાવધાન" આખા વાતાવરણ પર સામ્રાજ્ય ભોગવતો હોય એવો જતિજી મહારાજનો બોલ પડઘો પાડતો ગુંજ્યો. એમણે મંત્રાક્ષરો જોરશોરથી બોલવા માંડયા હતા; પણ હવે અમારી હિંમત તો આંખ ઉઘાડીને જોવા જેવી રહી નહોતી. બે પગ વચ્ચે કાન-માથું દબાવી હું ગુનમુન પડી રહ્યો. રાત્રિની કાળખંજરી બજી રહી હોય તેમ લાગી રહ્યું હતું.

કેટલી વાર વીતી ગઈ હશે તે કહી શકતો નથી; પણ જ્યારે જતિજીએ આવીને ઢંઢોળ્યા ત્યારે અડધો કલાક તો વીતી ગયો હશે જ.

જતિજી ખડખડાટ હસતા હતા. મને તો તેમાંય ડર લાગ્યો. પઠાણ બાજુમાં ચિત્રની જેમ ખડો હતો.

"બસ. કામ સમાપ્ત થયું! કેમ, કંઈ જોયું કે નહિ?" જતિજીએ મારો ખભો પકડી મને હચમચાવી મુક્યો.

"ખરી વખતે આંખ મીંચી ગયો, મહારાજ!"

"ગુજરાતી દાળ-ભાત ખરાંને ! છતાંય નાહિંમત ન બનીશ. ઘણાને આવું જ બને છે; છતાં તેં ઘણી હિંમત દાખવી હો. ચાલો વળી બીજે પ્રસંગે જોઇ લેવાશે."

અમારી મંડળીએ ગૃહભણી પ્રયાણ શરૂ કર્યું.

"યા ખુદા નયા તજુરબા (અનુભવ) હુઆ!" પઠાણે કહ્યું.

"હેં, શો તજુરબો થયો ?" મેં પ્રશ્ન કર્યો.

"કુછ કહ નહીં સકતે !" પઠાણે ટૂંકો જવાબ વાળ્યો.

અમે ઘેર ભણી પાછા વળ્યા ત્યારે શિકારી જનાવરોને બખોલોમાં ભરાવાનો વખત થઇ ચુકયો હતો.

---

# શ્રી. જયભિખ્ખુના

## —છપાતા ગ્રંથો—

⊙

### ચક્રવર્તી ભરતદેવ

[ આર્યાવર્તના પ્રથમ અધિદેવની પ્રેમશૌર્યથી ગૂંજતી નવલકથા. સમરવીર ભરત અને સમરધીર બાહુબલિના યુદ્ધનો રોમાંચક ચિતાર – સાથે ભગવાન ઋષભદેવનો ઉત્તરાર્ધ પણ આમાં રજૂ થાય છે. ]

### બ્રાહ્મણશ્રેષ્ઠ

[ મરાઠા ઈતિહાસના એક ક્રાંતિકારી તબક્કાનું, જાતિ–ઉત્થાન ને સ્વાતંત્ર્યના ઉગમનું ભવ્યચિત્ર. ]

### પાણીપત

[ પ્રાચીન કાળથી આજ સુધી ખેલાયેલાં યુદ્ધોની નવલ: જેમાં કાલ્પનિક પાત્રોદ્વારા વર્તમાન પ્રશ્નોની મીમાંસા કરવામાં આવી છે. ]

⊙


ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ.

જેકેટ : શારદા મુદ્રણાલય : અમદાવાદ.